ઘર ઘરની સળગતી સમસ્યાના
આર્તનાદમાંથી પેદા થયેલો
શંખનાદ

# મા બાપને ભૂલશો નહિ




આચાર્ય વિજય મહાબોધિસૂરિ



જે પ્રવચનથી
હજારો સંતાનોના જીવનમાં અદ્‌ભુત
પરિવર્તન આવ્યું છે,
હજારો માતાપિતાઓની
આંતરડી ઠરી છે,
ઘરઘરમાં સંઘર્ષની દીવાલો તૂટીને
સમાધાનના સેતુ સર્જાયા છે,
એવું એક
સરસ / સક્સ / સરળ / સફળ
જાહેર પ્રવચન

**મા બાપને ભૂલશો નહિ**





**સુકૃતસરીતા માતુશ્રી કસ્તુરબેન પદમશીભાઇ શાહ**

સ્વર્ગવાસ : માગસર વદ-૭, તા. ૨૯-૧૨-૧૮, શનિવાર

# સમર્પયામિ

## સુકૃતસરીતા માતુશ્રી કસ્તુરબેન પદમશીભાઇ શાહ

- એમના જીવનમાં એમણે સેંકડો જિનાલયોના દર્શન/પૂજન કરેલ.
- હજારો સામાયિક અને હજારો ગુરુવંદન કરેલ.
- લાખોની સંખ્યામાં નવકારમંત્રનો જાપ કરેલ.
- એમના સાડા ત્રણ કરોડ રોમે રોમમાં જિનશાસન મળ્યાનો આનંદ હતો.
- સાધુ/સાધ્વીજી ભગવંતના દર્શન થતા એમની આંખો છલકાઈ ઉઠતી.
- સુપાત્રદાનનો લાભ મળતા એમનું હૈયું પુલાકિત થઈ જતું.
- આંગણે આવેલા અતિથિ/સાધર્મિકની ભક્તિમાં ક્યારેય પાછું વળીને ન જોતા.
- સાતે ક્ષેત્રમાં પોતાની સંપત્તિનો સદ્વ્યય કરવા દ્વારા સાચા અર્થમાં તેઓ સુકૃતસરિતા હતા.
- ધર્મથી વિરુદ્ધ આચરણ થાય તો એમની આંખો લાલઘુમ થઈ જતી.
- મર્યાદાનો ભંગ થતો દેખાય તો એમનું માથું ફરી જતું.

**આવા ભીમ અને કાન્ત ગુણથી યુક્ત અમારા સંસારી માતુશ્રી**

- એ અમારા માત્ર જન્મદાતા કે જીવનદાતા જ ન હતા, એ અમારા સંસ્કારદાતા અને ધર્મદાતા પણ હતા.
- એ ભલે પોતે બે પ્રતિક્રમણ કંઠસ્થ કરી શક્યા ન હતા પણ અમને બચપણમાં જ પાંચ પ્રતિક્રમણના સૂત્રો કંઠસ્થ કરાવી દીધેલ.
- એ પોતે સંયમજીવન લઈ શક્યા ન હતા પણ અમને બે ભાઈઓને સામે ચડીને ચારિત્ર અપાવેલ.
- એમણે અમારા સંસારી પિતાશ્રીને સમાધિ આપેલ, જ્યારે પોતાના અંત સમયે પરિવારને મિચ્છા મિ દુક્કડં આપી પોતે જ નવકારમાં લીન બની સમાધિ મૃત્યુ સાધી ગયેલ...
- એવા સ્વર્ગસ્થ સંસારી માતુશ્રીના સુકૃતમય જીવનની ભૂરિ ભૂરિ અનુમોદના

'પ્રસ્તુત **'મા બાપને ભૂલશો'** નહિ પુસ્તક અનંત ઉપકારી એ

**માતુશ્રીને સાદર સમર્પણ.**

લિ.
**આચાર્ય વિજય અક્ષયબોધિસૂરિ**



લિ.
**આચાર્ય વિજય મહાબોધિસૂરિ**

# મા બાપને ભૂલશો નહિ

-: પ્રવચનકાર :-

વૈરાગ્યદેશનાદક્ષ પૂ. આચાર્યદેવ શ્રીમદ્‌વિજય
હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજના શિષ્યરત્ન
પ્રવચનપ્રભાવક પૂ. આચાર્યદેવ
શ્રીમદ્‌વિજય અક્ષયબોધિસૂરિ
મહારાજના શિષ્યરત્ન
**આચાર્ય વિજય મહાબોધિસૂરિ**

-: પ્રકાશક :-
**શ્રીજિનકૃપા ચેરીટેબલ ટ્રસ્ટ**

આવૃત્તિ : બાવીસમી નકલ : ૧૦,૦૦૦ કિંમત : 30 રૂપિયા

**પ્રાપ્તિસ્થાન :**

* **સુકૃત સેન્ટર**
  શ્રીનિવાસ સોસાયટી, ઓપેરા ઉપાશ્રય પાસે,
  નવાવિકાસગૃહ રોડ, પાલડી, અમદાવાદ-૭.
  મો. ૭૨૨૯૦૯૫૫૫૯

* **જીગર પી. શાહ**
  ૫૧, બોધિવિહાર, ગોખલે રોડ-નોર્થ
  દાદર (વેસ્ટ), મુંબઈ૪૦૦ ૦૨૮.
  મો. ૯૮૧૯૫૧૫૫૧૬

* **બાબુભાઈ જે. શાહ**
  ૩૦૪, સ્વાગત કોમ્પલેક્ષ,
  મહેતા પાર્કની પાસે,
  સૂરત મો. ૯૪૨૭૧ ૪૮૩૮૦

* **વિજયભાઈ પી. શાહ**
  ૧૮, ભાવેશનગર, સૌજન્યપાર્ક પાસે,
  અરુણાચલ રોડ, સુભાનપુરા,
  વડોદરા મો. ૮૧૨૮૭૪૨૦૭૩

મુદ્રક : કિરીટ ગ્રાફીક્સ, અમદાવાદ. મો. ૯૮૯૮૪૯૦૦૯૧



# પાયાને મજબૂત કરીએ...

એ વખતે મારી ઉંમર બહુ નાની હતી. મારા બા-બાપુજી સાથે અમારા દૂરના સંબંધીના ઘરે ગયો હતો. મને યાદ નથી આવતું કે શું થયું ? પણ જે ભાઈના ઘરે ગયા હતા તે પોતાની નાની-મોટી ચાર દીકરીઓની સામે સગી માને ગાળો ઉપર ગાળો સંભળાવતા હતા. 'આટલી ઘરડી થઈ, હજી કેમ મરતી નથી ? મરી જા, મરી જા' જેવા ન સાંભળી શકાય તેવા શબ્દો સંભળાવતા હતા. રાત્રે અમે મોડેથી ઘરે આવ્યા. મારું નાનકડું મગજ આ દૃશ્ય સહન ન કરી શક્યું. સવારે હું ઊઠ્યો ત્યારે મારા શરીરમાં ૩ ડીગ્રી તાવ હતો.

આ ઘટના મુંબઈ-માહિમમાં ઘટી હતી. અને જોગ-સંજોગ પણ કેવા ? 'મા-બાપને ભૂલશો નહિ'નું મારું પ્રથમ પ્રવચન પણ માહિમમાં જ થયું.

યુવાશિબિર નિમિત્તે થયેલું આ પ્રવચન પછી તો અવારનવાર થતું રહ્યું. જેમ જેમ પ્રવચનો કરતો ગયો તેમ તેમ સમાજની સળગતી સમસ્યાનો મને ખ્યાલ આવતો ગયો. કેટલાય માતા-પિતાઓએ પોતાની આપવીતી કહી સંભળાવી.

ક્યાંક દીકરાઓએ સગા મા-બાપને લાફા મારેલા, તો ક્યાંક પત્નીની ચઢવણીથી સગી માને દીકરાએ ઘરમાંથી તગેડી દીધી હતી. ક્યાંક મા-બાપને ઘરડાઘરમાં રવાના કરી દેવામાં આવ્યા હતા, તો ક્યાંક દીકરો ને વહુ મા-બાપથી અલગ થઈ ગયા હતા. ક્યાંક બિમાર મા-બાપની જોઈએ તેવી કાળજી લેવાતી ન હતી, તો ક્યાંક એમના ખાવા-પીવામાં પણ પૂરતું ધ્યાન અપાતું ન હતું.

આ બધું જાણ્યા પછી/જોયા પછી મને લાગ્યું કે આપણા સંઘમાં આરાધનાની ઈમારત તો ખડી થઈ જાય છે પણ એનો પાયો તો હચમચી ગયો હોય છે. જેનો પાયો નબળો, એ ઈમારત લાંબો સમય ટકી ન શકે. જૈન શાસ્ત્રોમાં પણ આ જ વાત કરી છે.

આ પાયાને મજબૂત કરવા માટે વારંવાર આ પ્રવચનો કરતો ગયો. જેમ જેમ પ્રવચનો થતા ગયા તેમ તેમ સુંદર પરિણામ જોવા મળતું ગયું. વર્ષોના મા-બાપ સાથેના અબોલા દૂર થયા. સાસુ-વહુ વચ્ચે મા-દીકરીના સંબંધો બંધાયા. જુદા પડેલા સંતાનો ભેગા થયા. તો અલગ થયેલા બે સંતાનો એક માને સાચવવા ભેગા થઈ ગયા. ખૂણામાં ધૂળ ખાતો સ્વર્ગસ્થ મા-બાપનો ફોટો દીવાનખંડમાં આવી ગયો. આવા તો ઢગલાબંધ પરિવર્તનો આવ્યા છે. જે લખવા બેસીએ તો બીજું એક પુસ્તક લખવું પડે.

દેવ-ગુરુની કૃપાથી આજ સુધીમાં આ વિષય પર લગભગ દોઢસો જેટલા પ્રવચનો થવા આવ્યા છે. પ્રવચન શ્રવણથી થતા પરિવર્તનો આ પ્રવચન માટે શારીરિક શ્રમ ભૂલાવીને માનસિક રીતે ઉત્સાહિત કરતા હોય છે.

પ્રવચનની જેમ ચાર ભાષામાં છપાયેલ આ વિષયક પુસ્તક પણ લોકપ્રિય બન્યું છે. એક માત્ર ગુજરાતી ભાષામાં જ બાવીસ આવૃત્તિ દરમિયાન દોઢ લાખથી વધુ નકલો દેશ વિદેશમાં વેંચાઈ છે, વંચાઈ છે, વખણાઈ છે. એ સિવાય ૮૦૦૦૦ થી અધિક નકલો હિંદી, મરાઠી, અંગ્રેજી ભાષામાં છપાઈ છે-વહેંચાઈ છે... તે અલગ.

પ્રાંતે, આ પુસ્તકના વાંચન દ્વારા સહુના જીવનમાં પરિવર્તન આવે તેમજ આ પુસ્તકના લખાણમાં શ્રીજિનાજ્ઞા વિરૂદ્ધ કંઈ પણ લખાયું હોય તો હાર્દિક મિચ્છામિ દુક્કડં.

**વિજય મહાબોધિસૂરિ**

(પ્રથમ આવૃત્તિમાંથી સુધારીને તા. ૩૧-૦૧-૨૦૧૯)



# જાહેર પ્રવચન : મા-બાપને ભૂલશો નહિ

## પ્રવચન સ્થળની યાદી

| ક્રમ | સ્થળ | સંખ્યા |
|---|---|---|
| ૧ | માહિમ-મુંબઈ | ૩૦૦ |
| ૨ | ભાઈખલા-મુંબઈ | ૪૦૦૦ |
| ૩ | વિરાર-મુંબઈ | ૪૦૦ |
| ૪ | ખંભાત | ૬૦૦ |
| ૫ | ગિરધરનગર-અમદાવાદ | ૫૦૦ |
| ૬ | પાલીતાણા | ૩૫૦ |
| ૭ | ભાવનગર | ૩૫૦૦ |
| ૮ | પંકજ સોસાયટી-અમદાવાદ | ૧૫૦૦ |
| ૯ | વેરાવળ | ૪૦૦ |
| ૧૦ | બામણવાડા-(રાજ) | ૩૦૦ |
| ૧૧ | પિંડવાડા-(રાજ) | ૭૦૦ |
| ૧૨ | કૈલાસનગર-સૂરત | ૨૩૦૦ |
| ૧૩ | નંદૂરબાર-મહારાષ્ટ્ર | ૨૦૦૦ |
| ૧૪ | ધરણગામ-મહારાષ્ટ્ર | ૨૦૦ |
| ૧૫ | જલગામ-(M.S.) | ૨૨૦૦ |
| ૧૬ | ચાલીસગામ-(M.S.) | ૩૦૦ |
| ૧૭ | માલેગામ-(M.S.) | ૧૨૦૦ |
| ૧૮ | પૂન-શિવશંકર-(M.S.) | ૫૦૦૦ |
| ૧૯ | પૂના-નાકોડા-(M.S.) | ૧૫૦૦ |
| ૨૦ | તળેગાંવ ઢમઢેરે-(M.S.) | ૮૦૦ |
| ૨૧ | તળેગાંવ દાભાડે-(M.S.) | ૪૦૦ |
| ૨૨ | કોલ્હાપૂર-(M.S.) | ૨૩૦૦ |
| ૨૩ | સાંગલી-જેઠાભાઈની વાડી | ૨૫૦૦ |
| ૨૪ | વીટા-(M.S.) | ૧૦૦૦ |
| ૨૫ | બારામતી-(M.S.) | ૨૦૦૦ |
| ૨૬ | મુલુંડ-ઝવેરરોડ | ૧૫૦૦ |
| | | ૩૭,૭૫૦ |

| ક્રમ | સ્થળ | સંખ્યા |
|---|---|---|
| ૨૭ | ગોરેગામ-જવાહરનગર | ૧૫૦૦ |
| ૨૮ | દાદર-એંટોનીયા હોલ | ૨૫૦૦ |
| ૨૯ | ગોવાલીયાટેંક | ૨૦૦૦ |
| ૩૦ | તાડદેવ | ૪૦૦ |
| ૩૧ | ઘાટકોપર-જીરાવલી દેરાસર | ૨૦૦૦ |
| ૩૨ | નીરા-(M.S.) | ૪૦૦ |
| ૩૩ | લોણંદ-(M.S.) | ૫૦૦ |
| ૩૪ | ઈસ્લામપુર-(M.S.) | ૧૦૦૦ |
| ૩૫ | ઈર્લા-મુંબઈ | ૭૦૦ |
| ૩૬ | ભાયદંર-મુંબઈ | ૨૭૦૦ |
| ૩૭ | યોગીનગર (બોરીવલી) | ૭૦૦ |
| ૩૮ | મહાવીરનગર (કાંદીવલી) | ૧૦૦૦ |
| ૩૯ | ભીવંડી (ઓશવાળ પાર્ક) | ૧૫૦૦ |
| ૪૦ | વડોદરા-સ્ટોક એક્ષ્ચેંજ | ૩૦૦૦ |
| ૪૧ | નાશિક સ્થાનક-(M.S.) | ૧૮૦૦ |
| ૪૨ | નાશિક સિડકો-(M.S.) | ૭૫૦ |
| ૪૩ | ઘોટી-(M.S.) | ૧૬૦૦ |
| ૪૪ | ઈગતપુરી-(M.S.) | ૧૦૦૦ |
| ૪૫ | શાહપુર-(M.S.) | ૯૦૦ |
| ૪૬ | ઘાટકોપર-નવરોજી લેન | ૨૦૦૦ |
| ૪૭ | દાદર-હાલારી વાડી | ૭૦૦ |
| ૪૮ | બોરીવલી-મંડપેશ્વર | ૧૭૦૦ |
| ૪૯ | કાંદીવલી-અશોકનગર | ૧૧૦૦ |
| ૫૦ | મલાડ ઈસ્ટ-જિતેન્દ્ર રોડ | ૧૩૦૦ |
| ૫૧ | સાંતાક્રુઝ (વેસ્ટ) | ૬૦૦ |
| ૫૨ | ગોરેગામ-તુલસી ટાવર | ૪૦૦૦ |
| | | ૩૭,૩૫૦ |

| ક્રમ | સ્થળ | સંખ્યા |
|---|---|---|
| ૫૩ | તલેગાંવ દાભાડે-(M.S.) | ૭૦૦ |
| ૫૪ | એલ્ફીસ્ટન-સીમંધર | ૯૦૦ |
| ૫૫ | અંધેરી-સીમંધર | ૧૩૦૦ |
| ૫૬ | વિલેપાર્લા ઈસ્ટ-ચિંતામણી | ૧૫૦૦ |
| ૫૭ | તપોવન-નવસારી | ૨૦૦ |
| ૫૮ | પાલીતાણા-ઓશવાળ યાત્રિક ગૃહ | ૨૫૦૦ |
| ૫૯ | સુરત-રાંદેર રોડ | ૧૭૦૦ |
| ૬૦ | મલાડ (વે.)-દેવકરણ મુલજી | ૮૦૦ |
| ૬૧ | મલાડ (વે.) શિબિરાર્થી | ૪૫૦ |
| ૬૨ | દાદર (ઈ)-હાલારી વાડી | ૧૫૦૦ |
| ૬૩ | દાદર (વે.) શિબિરાર્થી | ૪૫૦ |
| ૬૪ | કરાડ-(M.S.) | ૬૦૦ |
| ૬૫ | કોલ્હાપૂર-(M.S.) | ૧૮૦૦ |
| ૬૬ | માટુંગા-કિંગ્ઝ સર્કલ | ૧૧૦૦ |
| ૬૭ | માટુંગા-કિંગ્ઝ સર્કલ | ૭૦૦ |
| ૬૮ | પૂના-ગોડીજી-(M.S.) | ૧૧૦૦ |
| ૬૯ | ઈચલકરંજી-(M.S.) | ૧૦૦૦ |
| ૭૦ | મુરગુડ સ્કૂલ -(M.S.) | ૪૫૦ |
| ૭૧ | મુરગુડ કોલેજ-(M.S.) | ૮૦૦ |
| ૭૨ | દેવચંદ કોલેજ (નિપાણી) | ૧૦૦૦ |
| ૭૩ | નિપાણી-કર્ણાટક | ૧૫૦૦ |
| ૭૪ | કુંભોજગિરિ-દીગંબર સ્કુલ | ૫૦૦ |
| ૭૫ | સાતારા-(M.S.) | ૮૦૦ |
| ૭૬ | વાઈ (જિ.સાતારા) | ૬૦૦ |
| ૭૭ | ઘાટકોપર (ઇ.) જયાલક્ષ્મી આરાધના ભવન | ૧૦૦૦ |
| ૭૮ | ઘાટકોપર (ઇ.) જયાલક્ષ્મી આરાધના ભવન | ૧૦૦૦ |
| ૭૯ | થાણા-શેઠ ટી.જે. હાઈસ્કૂલ | ૧૫૦૦ |
| | | ૨૭,૪૫૦ |

| ક્રમ | સ્થળ | સંખ્યા |
|---|---|---|
| ૮૦ | ભાયંદર-દેવવાટિકા | ૭૦૦ |
| ૮૧ | કાસારવડાવલી-(શંખેશ્વરધામ) શિબિરાર્થી | ૩૦૦ |
| ૮૨ | ભિવંડી ગોકુલનગર-જૈન ભવન | ૮૦૦ |
| ૮૩ | ભિવંડી ઓશવાળ સાગરવાડી | ૧૨૦૦ |
| ૮૪ | ભિવંડી ગોકુલનગર-જૈન ભવન | ૮૫૦ |
| ૮૫ | ભિવંડી અજંટા કંપાઉન્ડ | ૭૦૦ |
| ૮૬ | મુલુંડ- તાંબે નગર | ૬૦૦ |
| ૮૭ | મુલુંડ - સમૃદ્ધિ હોલ | ૧૫૦૦ |
| ૮૮ | સાંતાક્રુઝ (ઈ) વાકોલા | ૧૦૦૦ |
| ૮૯ | ખાર (વેસ્ટ) | ૫૦૦ |
| ૯૦ | અંધેરી (ઈસ્ટ) રૂબી ટેરેસ | ૮૦૦ |
| ૯૧ | સાયન (માનવ સેવા સંઘ) | ૧૦૦૦ |
| ૯૨ | વાપી ટાઉન- માનવ કલ્યાણ ટ્રસ્ટ વાડી | ૧૩૦૦ |
| ૯૩ | દમણ-રોયલ વિલેજ | ૮૦૦ |
| ૯૪ | વલસાડ | ૧૦૦૦ |
| ૯૫ | બિલીમોરા | ૪૫૦ |
| ૯૬ | અમલસાડ | ૫૦૦ |
| ૯૭ | નવસારી-આદિનાથ | ૧૫૦૦ |
| ૯૮ | ગણદેવી | ૪૦૦ |
| ૯૯ | સુરત-ભટાર રોડ | ૧૫૦૦ |
| ૧૦૦ | સુરત-કૈલાશ નગર | ૨૨૦૦ |
| ૧૦૧ | સુરત-ગોપીપુરા | ૧૩૦૦ |
| ૧૦૨ | સુરત-અઠવાલાઈન્સ | ૨૫૦૦ |
| ૧૦૩ | સુરત-ઉમરા | ૨૦૦૦ |
| ૧૦૪ | બારડોલી | ૮૦૦ |
| ૧૦૫ | બૌધાન | ૫૦૦ |
| ૧૦૬ | વાલીયા | ૬૦૦ |
| | | ૨૭,૩૦૦ |

| ક્રમ | સ્થળ | સંખ્યા |
|---|---|---|
| ૧૦૭ | ભરુચ | ૪૫૦ |
| ૧૦૮ | આમોદ | ૫૫૦ |
| ૧૦૯ | કાવી તીર્થ | ૫૦૦ |
| ૧૧૦ | માસર રોડ | ૬૦૦ |
| ૧૧૧ | પાદરા | ૮૦૦ |
| ૧૧૨ | વડોદરા-નિઝામપુરા | ૧૨૦૦ |
| ૧૧૩ | આણંદ | ૧૦૦૦ |
| ૧૧૪ | નડીયાદ | ૧૧૦૦ |
| ૧૧૫ | કલિકુંડતીર્થ-ચૈત્રી ઓળી | ૧૦૦૦ |
| ૧૧૬ | દેવકીનંદન-અમદાવાદ | ૧૦૦૦ |
| ૧૧૭ | કૃષ્ણનગર-અમદાવાદ | ૧૧૦૦ |
| ૧૧૮ | સેટેલાઇટ-સોમેશ્વર-અમદાવાદ | ૫૦૦ |
| ૧૧૯ | શાહીબાગ-અમદાવાદ | ૧૦૦૦ |
| ૧૨૦ | જૈન સોસાયટી-અમદાવાદ | ૧૨૦૦ |
| ૧૨૧ | પંકજ સોસાયટી-અમદાવાદ | ૩૦૦૦ |
| ૧૨૨ | શેફાલી સોસાયટી-અમદાવાદ | ૧૦૦૦ |
| ૧૨૩ | કાંકરેજી સમાજ-વાસણા | ૧૦૦૦ |
| ૧૨૪ | વાગડ સમાજ-ગોદાવરી | ૮૦૦ |
| ૧૨૫ | ઓપેરા સોસાયટી-અમદાવાદ | ૫૦૦ |
| ૧૨૬ | દેવાસ ફ્લેટ-અમદાવાદ | ૮૦૦ |
| ૧૨૭ | વાસુપૂજ્ય સંઘ-અમદાવાદ | ૫૦૦ |
| ૧૨૮ | ખાનપુર-અમદાવાદ | ૧૫૦૦ |
| ૧૨૯ | ગોદાવરી વાસણા-અમદાવાદ | ૫૦૦ |
| ૧૩૦ | અંકુર સોસાયટી-અમદાવાદ | ૯૦૦ |
| | | ૨૨,૫૦૦ |

| ક્રમ | સ્થળ | સંખ્યા |
|---|---|---|
| ૧૩૧ | સરસ્વતી કન્યાશાળા-ધોળકા | ૮૦૦ |
| ૧૩૨ | કૃષ્ણનગર-રાત્રિપ્રવચન | ૬૫૦ |
| ૧૩૩ | ચોકસીપાર્ક-અમદાવાદ | ૬૦૦ |
| ૧૩૪ | ગાંધીનગર | ૪૦૦ |
| ૧૩૫ | પરિમલ સોસાયટી-અમદાવાદ | ૫૫૦ |
| ૧૩૬ | હઠીસિંહની વાડી-ઘોઘારી સમાજ | ૭૦૦ |
| ૧૩૭ | લક્ષ્મીવર્ધક-સ્થાનક | ૧૫૦૦ |
| ૧૩૮ | કલિકુંડ તીર્થ-ઉપધાન આરાધક | ૫૦૦ |
| ૧૩૯ | વીરનો ઉપાશ્રય-પતાસાપોળ | ૬૫૦ |
| ૧૪૦ | શ્રીવીશા ઓશવાળક્લબ-શ્રેયસટેકરો | ૧૮૦૦ |
| ૧૪૧ | મેમનગર-ગુરુકુળ | ૭૦૦ |
| ૧૪૨ | ભગવાનનગરનો ટેકરો | ૧૧૦૦ |
| ૧૪૩ | સાબરમતી-યુથશિબિર | ૧૨૦૦ |
| ૧૪૪ | સાબરમતી-રામનગર | ૧૦૦૦ |
| ૧૪૫ | ધર્મરસિક વાટિકા - વાસણા | ૬૦૦ |
| ૧૪૬ | મણિનગર - અમદાવાદ | ૬૦૦ |
| ૧૪૭ | મલબાર જૈન સંઘ - અમદાવાદ | ૪૫૦ |
| ૧૪૮ | કામલી (ઉંઝા પાસે) LED પર | ૨૫૦૦ |
| ૧૪૯ | ટુવડ (શંખેશ્વરના છ'રી પાળતા સંઘમાં) | ૮૦૦ |
| ૧૫૦ | ભક્તિવિહાર (શંખેશ્વર તીર્થ) | ૭૦૦ |
| ૧૫૧ | થરા - કાંકરેજ વિસ્તાર | ૭૦૦ |
| ૧૫૨ | આકોલી - કાંકરેજ વિસ્તાર | ૫૦૦ |
| ૧૫૩ | સરીયદ - કાંકરેજ વિસ્તાર | ૭૦૦ |
| ૧૫૪ | ખીમાણા - કાંકરેજ વિસ્તાર | ૯૦૦ |
| ૧૫૫ | ડીસા (બનાસકાંઠા) | ૭૦૦ |
| | | ૧૯,૦૧૫ |

## એક અદ્‌ભુત પ્રસંગ

સૂરતના એક બેનને પરણ્યાને ૨૦ વર્ષ થયેલા. સાસુ સાથે જરાય બનતું ન હતું. પ્રવચનશ્રવણ કર્યા પછી નક્કી કર્યું... પૂજ્યશ્રીએ કહ્યું છે કે- આપણા સાસુ-સસરા આપણા માતા-પિતા જેટલા જ ઉપકારી છે, માટે રોજ પ્રણામ કરવા. બહેને પગે પડવાનું ચાલુ કર્યું. ત્રીજા જ દિવસે બેન પોતાની દીકરી સાથે વંદન કરવા આવ્યા. વંદન કર્યા પછી દીકરીએ કહ્યું : હું આપના પ્રવચનમાં ન'તી આવી પણ મને પ્રણામ કરવાની બાધા આપો. મેં કહ્યું : તને કેમ ભાવ થઇ ગયા ? એણે કહ્યું: હું બચપણથી જોઉં છું... મારી દાદી મારી મમ્મીને હેરાન કરે છે... તો પણ એણે આપના પ્રવચનથી દાદીને પ્રણામ કરવાના ચાલુ કર્યા છે. જ્યારે મારી મમ્મી તો મને કેટલી સાચવે છે, તો મને થયું... મારે તો એને સુતરાં પ્રણામ કરવા જોઇએ, બસ એટલે જ હું આ નિયમ લેવા આવી છું.

આને કહેવાય... દીપ સે દીપ જલે.

# મંગલશ્લોક

दुष्प्रतीकारौ मातापितरौ
स्वामी गुरुश्च लोकेस्मिन् ।
तत्र गुरुरिहामुत्र च
सुदुष्करतरप्रतीकारः ।।

— પ્રશમરતિ : કારિકા નં. ૭૧

આલોકના ઉપકારી

- માતા પિતા,
- માલિક અને
- ધર્મગુરુના ઉપકારનો બદલો વાળવો દુષ્કર છે.

એમાં પણ
ગુરુના ઉપકારનો બદલો
આલોકમાં અને પરલોકમાં ય વળી શકતો નથી.

# મા-બાપને ભૂલશો નહિ

જ્યારથી આ સંસારમાં આપણે જન્મ લીધો છે ત્યારથી અનેક આત્માઓના ઉપકારના ભાર નીચે આપણે દબાયા છીએ. અન્ય આત્માઓની વ્યવસ્થિત જીવન પદ્ધતિ આપણા જીવનને ટકાવવામાં ભારે ઉપકારક બની રહી છે. ક્યાંક કોઇને આપણા પ્રત્યે દુર્બુદ્ધિ પેદા થઇ જાય તો આપણું જીવન ખતમ થઇ ગયા વગર ન રહે.

આપણે ટ્રેઇનમાં બેઠા...ગાર્ડ ટ્રેઇનને પાટા પરથી નીચે નથી ઉતારતો, આપણને ઇષ્ટ સ્ટેશને લઇ જાય છે, એ ગાર્ડનો આપણા ઉપર ઉપકાર છે. આપણે ફુટપાથ પર ચાલીએ છીએ...કોઇ ટ્રક ડ્રાઇવર કે ટેક્ષી ડ્રાઇવર હાઇવે છોડીને પોતાની ગાડી લઇને ફુટપાથ પર ચડી નથી આવતો...અને આપણું એક્ષીડંટ નથી કરતો, એ પણ એનો આપણા ઉપર ઉપકાર છે. તમે વાળ કપાવવા હજામ પાસે ગયા. તમને પૂર્ણ વિશ્વાસ છે...કે હજામ વાળ જ કાપશે, અસ્ત્રાથી ગળું નહિ કાપી નાંખે, એ હજામનો ઉપકાર છે. તમે સાંજે દુકાનેથી ઘરે આવ્યા, પત્નીએ ભાણું પીરસ્યું, જમતી વખતે તમને પત્ની પર એવી શંકા નથી જતી કે એણે ભોજનમાં ઝેર તો મિક્ષ નહિ કર્યું હોય ને ? બસ, આ જ તમારી પત્નીનો તમારા ઉપર ઉપકાર છે.

એક વાત ધ્યાનમાં રાખજો...આ સંસારમાં એક પણ અમીર એવો નથી, જેને બીજાની સહાય લેવાની જરૂર ન પડે; તો એક પણ ગરીબ એવો નથી, જે બીજાને ક્યારેય ઉપયોગી ન બની શકે. ટૂંકમાં... તમામ આત્માઓ એકબીજાના ઉપકારી બની શકે છે. અલબત્, આજે આ બધાયના ઉપકારોની વાત નથી કરવી. આજે તો માત્ર માતાપિતાના ઉપકારોની જ વાત કરવી છે.

પ્રભુ મહાવીરના પાંચમાં ગણધર શ્રી સુધાર્માસ્વામીજી તૃતીયઅંગ 'શ્રી સ્થાનાંગ સૂત્ર'માં લખે છે...**तिण्हं दुप्पडिआरं समणाऊसो ! तं जहा अम्मापिउणो १ भट्टिस्स २ धम्मायरियस्स ३ ।।**

સંસારમાં મનુષ્યના મુખ્ય ત્રણ ઉપકારી છે.

- **માતા-પિતા**
- **માલિક અને**
- **ધર્મગુરુ.**

આ જ વાતને ૫૦૦ ગ્રંથોના રચયિતા શ્રી ઉમાસ્વામતિજી મહારાજે પોતાના પ્રશમરતિ નામના ગ્રંથમાં જણાવી છે. તેઓ લખે છે...માતા પિતા, માલિક અને ધર્મગુરુ એ આપણા ઉપકારી છે. એમના ઉપકારનો બદલો વાળવો એ અત્યંત મુશ્કેલ છે. એમાંય ધર્મગુરુના ઉપકારનો બદલો તો આલોકમાં જ નહિ, પરલોકમાં પણ વળી શકતો નથી.

માતા પિતાએ આપણને જન્મ આપ્યો હોવાથી તેઓ આપણા ઉપકારી છે. માલિકે આપણને જીવન (બિઝનેસની લાઇન બતાવવા દ્વારા) આપ્યું હોવાથી તે આપણો ઉપકારી છે. જ્યારે ગુરુ ભગવંતે

આપણી ગાડી ધર્મના પાટે ચડાવી હોવાથી તેઓ આપણા પરમ ઉપકારી છે.

ટૂંકમાં...

- માતા-પિતા જન્મદાતા છે
- માલિક જીવનદાતા છે જ્યારે
- ગુરુ ધર્મદાતા છે.

આવા ઉપકારીઓના ઉપકારના ૠણમાંથી આપણે મુક્ત થવું જ જોઇએ. આજે દુઃખમુક્તિ માટેના પ્રયત્નો થાય છે, અરે પાપમુક્તિ માટેના પણ પ્રયત્નો થાય છે...તેમ ૠણમુક્તિ માટેના પણ પ્રયત્નો થવા જોઇએ.

આજે આપણે માલિક કે ગુરુના ઉપકારની વાત નથી કરવી, માત્ર માતાપિતાના ઉપકારની જ વાત કરવી છે. કારણકે ત્રણ મુખ્ય ઉપકારીમાં પણ પ્રથમ ઉપકારી તરીકે કોઇ ગોઠવાયા હોય તો તે માબાપ છે.

સ્થાનાંગસૂત્રમાં ત્યાં સુધી લખ્યું છે...કોઇ ખાનદાન છોકરો રોજ સવારે પોતાના માતાપિતાની ઊંચામાં ઊંચા તેલથી માલીસ કરે, સુગંધી પાણી વડે રોજ એમને સ્નાન કરાવે, સારામાં સારા વસ્ત્રો પહેરાવે, કિંમતી આભૂષણો પહેરાવે, એમને શુદ્ધ અને સાત્વિક ભોજન કરાવે, જાત જાતના ફળોના રસો પીવડાવે, એટલું જ નહિ...આખી જિંદગી સુધી પોતાના માતા-પિતાને પોતાની કેડ ઉપર ઊંચકીને ફરે તો પણ તે પુત્ર પોતાના માતા-પિતાના ઉપકારના ૠણમાંથી મુક્ત થઇ શકતો નથી.

સ્થાનાંગ સૂત્રના બીજા સ્થાનકમાં આ વાત લખેલી છે. આ સાંભળીને શિષ્ય ગુરુને પૂછી બેસે છે : તો શું મા-બાપના ઉપકારનો બદલો ક્યારેય વળી જ ન શકે ? ત્યારે ગુરુ કહે છે : હા, માત્ર એક કાર્ય કરવાથી વળી શકે. એ છે મા-બાપને ધર્મના માર્ગે ચડાવવા. જે સંતાન પોતાના મા બાપને પરમાત્માએ પ્રરુપેલા ધર્મના માર્ગે ચડાવે છે તે જ તેમના ઉપકારના ઋણમાંથી મુક્ત થાય છે. બાકી આખી જિંદગી સુધી એમની સેવા કરે, એમને એક વસ્તુ પણ માંગવી ન પડે એવી રીતે એમને સાચવે, એમના મનની તમામ ઇચ્છાઓ પૂરી કરે, અરે...પોતાની ચામડી ઉતારીને એના જોડા બનાવે....તોય મા-બાપના ઉપકારનો બદલો વાળી શકતો નથી.

આપણા પર મા-બાપનો ઉપકાર શું ? એવું કોઇ પૂછતું હોય તો મને કહેવા દો...એક નાનકડી પથરીને આપણે નવ દિવસ કે નવ અઠવાડીયા સુધી પેટમાં સાચવી શકતા નથી, તરત જ ઓપરેશન કરાવવા તૈયાર થઇ જઇએ છીએ. તો માએ નવ-નવ મહિના સુધી આપણને પેટમાં સાચવ્યા છે. ગર્ભમાં રહ્યે રહ્યે એને લાતો મારી હશે, એને દુઃખી કરી હશે તો ય માએ બધું જ હસતા મોઢે સહન કર્યું છે. આપણે ગર્ભમાં હતા ત્યારે આપણને પીડા કે તકલીફ ન થાય તેની પ્રત્યેક સમયે તેણે કાળજી રાખી છે.

જન્મ લેતી વખતે આપણે આપણી માતાને ચીક્કાર ત્રાસ આપ્યો છે, ખૂબ પીડા આપી છે. ઘણી વેદના વેઠીને ને ચીસો પાડીને એણે આપણને જન્મ આપ્યો છે. પણ જ્યાં આપણું મુખ દેખાયું કે એ પોતાની તમામ પીડાઓ ભૂલી ગઇ છે. ખુશીઓથી એનું મન ભરાઇ ગયું છે.

જન્મ આપ્યા પછી જો બાળક મરેલું આવ્યું હોય, યા ગણતરીના કલાકો, દિવસો કે મહિનાનું મહેમાન બની પરલોકનું પ્રવાસી બની જાય તો એ માના કરુણ કલ્પાંતની પણ જરા કલ્પના કરી લેજો. મેં એવી માતાઓ જોઇ છે, જેણે પોતાનું બાળક મરેલું જાણીને હોસ્પીટલને કીકીયારી અને ચીચીયારીઓથી ભરી દીધી હોય. મેં એવી માતા જોઇ છે જેણે પોતાનું બાળક સીરીયસ જાણીને એને બચાવવા આકાશ પાતાળ એક કરી નાંખ્યા હોય. આપણો કેવો પુણ્યોદય કે આપણી માતાએ આપણને નિર્વિઘ્ને જન્મ આપ્યો.

જન્મ આપ્યા પછી પણ કાંઇ ઓછા ઉપકાર નથી કર્યા. પોતે ભીને સૂઇને આપણને સૂકે સુવડાવ્યા છે. મળ-મૂત્રથી એના ખોળા, એના કપડા ગંદા કર્યા....તો પોતે ગંદા કપડા પહેરીને ય આપણને નવા કપડા પહેરાવ્યા છે. પોતે તરસી રહીને એણે આપણને સ્તનપાન કરાવ્યું છે. પોતે ભૂખી રહીને એણે આપણા ભોજનની ચિંતા કરી છે. આપણા ખાતર એણે ખાવા-પીવાનું છોડ્યું છે, ઊંઘવાનું છોડ્યું છે, હરવા ફરવાનું છોડ્યું છે, એણે પોતાના મોજ શોખ છોડ્યા છે. આખો દિવસ ને રાત આપણી માંદગીમાં રડી રડીને આપણે એને હેરાન-પરેશાન કરી મૂકી હશે, એને ઊંઘવા દીધી નહિ હોય....એ વખતે આપણાથી કંટાળવાને બદલે એણે આપણને અપરંપાર વાત્સલ્ય આપ્યું છે. એણે આપણને માત્ર દેહ જ નથી આપ્યો, ચીકાર સ્નેહ પણ આપ્યો છે.

મોટા થયા પછી મા બાપે પેટે પાટા બાંધીને આપણને ભણાવ્યા છે; અરે, દેવું કરીને ય ભણાવ્યા છે. ગાલ પર તમાચો મારીને પોતાના ગાલને લાલ રાખ્યો છે. આપણી તમામ જીદ અને ઇચ્છાઓને

એણે પૂરી કરી છે. આપણને ધંધે ચડાવ્યા છે. અંતે....પોતાની તમામ સ્થાવર / જંગમ સંપત્તિ આપણને વહેંચી આપી છે. ટૂંકમાં....તમામ પ્રતિકૂળતાઓ વેઠીને આપણને અનુકૂળતા કરી આપી છે. પોતાના મનની વાતોને ગૌણ કરીને આપણા ચિત્તની પ્રસન્નતા જાળવવા એણે પ્રયત્ન કર્યા છે.

આવા તો ઢગલાબંધ ઉપકારો આપણા ઉપર એમણે કર્યા છે. એ જોવા માટે નરી આંખ નહિ, પણ ખરી આંખ જોઇએ. મા-બાપ તો આપણા માટે ભગવાન છે ભગવાન.

**ત્રિમૂર્તિ મા :**

મા એટલે ત્રિમૂર્તિ. એ ધૈર્યમૂર્તિ છે, એ ક્ષમામૂર્તિ છે, એ કરુણા મૂર્તિ છે.

પોતાનું સંતાન બીજા સંતાનો કરતા ભણવામાં કદાચ પાછળ રહી જતું હશે તો ધીરજ પૂર્વક, ખૂબજ પ્રેમ પૂર્વક, જરાય ઉકળાટ લાવ્યા વગર એ એને ભણાવશે, કારણ કે એ ધૈર્યમૂર્તિ છે.

ક્યારેક એનો દીકરો ભૂલ કરી નાંખશે, ન ધારેલું નુકશાન કરી નાંખશે તો એ ગરમ નહિ થાય, એ ગુસ્સે નહિ થાય, એને લાફા પર લાફા નહિ મારે, કારણકે એ ક્ષમામૂર્તિ છે.

અને ક્યારેક આવેશમાં આવીને પોતાના સંતાન પર હાથ ઉપાડી લેશે, એને મારી બેસશે....તો એને ચેન નહિ પડે. પોતાના મારથી રડતા બાળકને જોઇને એ પોતે પણ રડવા માંડશે. પાછું એ બાળકને પોતાના ખોળામાં બેસાડીને વહાલ કરશે, વાત્સલ્ય આપશે, કારણકે એ કરુણામૂર્તિ છે.

**સગી મા-સાવકી મા :**

સાવકી મા પાસે ઉછરતાં સંતાનને એક વખત બાપે પૂછ્યું : બેટા ! તારી સગી મા અને નવી મામાં તને શું ફરક લાગ્યો ? ત્યારે છોકરાએ કહ્યું : પપ્પા ! મારી સગી મા જુઠું બોલતી ને નવી મા સાચું બોલે છે. બાપ આ સાંભળીને સ્તબ્ધ થઇ ગયો. એણે પૂછ્યું : બેટા ! એ કઇ રીતે ? ત્યારે છોકરાએ કહ્યું : પપ્પા ! મારી સગી મા જ્યારે જીવતી હતી ત્યારે હું તોફાન-મસ્તી કરતો, ત્યારે મા ચીડાઇ જતી, ક્રોધિત થતી અને મને કહેતી કે હું તને આજે ખાવા નહિ આપું. પણ એ જૂઠું બોલતી હતી. કારણ કે એ ખાવાની ના પાડતી હતી પણ પછી એ ખાવા તો આપતી જ હતી.

આ જ તો માની અનુપમ કરુણા છે.

કવિ સુરેશ દલાલ કહે છે :

'જે દેહમાંથી દેહ આપે, જીવમાંથી જીવ આપે, દીવામાંથી દીવો પ્રગટાવે, અપેક્ષા વિના પારાવાર સ્નેહ આપે, જેના પ્રેમનાં લેખાં જોખાં થઇ ન શકે તે મા છે. 'મા'નો અર્થ જોડણીકોશમાં જોવાનો નથી હોતો, એ જીવનકોશમાં જોવાનો હોય છે. માનો એક જ અર્થ હોય છે ને તે માનો ચહેરો. ભગવાનને પ્રાર્થના કરતા નાના બાળકને પૂછીએ કે ભગવાનનો ચહેરો કેવો છે, તો એ વર્ણન કરશે તો એની માતા જેવો જ હશે.'

કોઇ હિંદી પીક્ચરમાં એક ગીત હતું....

**उसको नहीं देखा हमने कभी**
**पर इसकी जरुरत क्या होगी ?**
**ए माँ ! तेरी सूरत से अलग**
**भगवान की सूरत क्या होगी ?**

યહૂદી કહેવત છે...

**'ભગવાન બધે પહોંચી શકતો નથી, માટે એણે માનું સર્જન કર્યું છે.'**

ટૂંકમાં, માના હૃદયમાં પોતાના બાળક પ્રત્યે નિર્મળ પ્રેમ, અપરંપાર વાત્સલ્ય અને અનરાધાર કરુણા હોય છે. એ પોતાના બાળક માટે બધું જ કરવા તૈયાર થઇ જાય છે. બધું એટલે બધું જ. પછી પોતાના પ્રાણ આપવા પડે તો પણ એ તૈયાર થઇ જશે. માતાના પ્રેમનું સૌથી મોટું, પહેલું ને પાયાનું લક્ષણ હોય તો તે છે બલિદાન. મા ભોગ આપીને પણ દીકરાનું ભલું કરવા સતત ઝંખે છે.

**રાજકુમારી એલીસ :**

બ્રીટનની મહારાણી વીક્ટોરીયાની પૌત્રીની આ વાત છે. એનું નામ હતું એલીસ. એલીસના લગ્ન થયા. લગ્ન બાદ થોડા જ વર્ષમાં એક સુંદર પુત્રરત્નને એણે જન્મ આપ્યો. છોકરો પાંચ વર્ષનો થયો અને એક દિવસ તે અચાનક માંદો પડ્યો. ડોક્ટરોએ ચેકઅપ કર્યા પછી કહ્યું કે એને હોસ્પીટલમાં એડમિટ કરવો પડશે. એના હૃદયમાં રસી ભરાઇ ગઇ છે. એના શ્વાસમાંથી જીવલેણ જર્મ્સ નીકળે છે. બાળકને હોસ્પીટલમાં એડમિટ કરવામાં આવ્યું. બાળકનો રોગ ચેપી હતો એટલે એલીસને પણ અંદર આવવા માટે ડોક્ટરે મનાઇ કરેલી. એલીસ રોજ પોતાના બાળકને મળવા આવતી. બાળકને જોયા પછી એનું મન ઝાલ્યું ન રહી શકતું. તે છતાંય તે પોતાની છાતી પર જાણે પથ્થર મૂકીને આવતી. કાચની બારીમાંથી પોતાના બાળકને દૂરથી જોઇ, હાથ હલાવીને તે ચાલી જતી.

એક દિવસની વાત છે. એલીસ હોસ્પીટલમાં પોતાના બાળકના કમરા પાસે આવી. આંખો ખુલ્લી રાખીને પથારીમાં પડેલા બાળકની નજર પોતાની મા પર ગઇ. એલીસને જોતાની સાથે જ છોકરો ચીસ પાડી ઉઠ્યો....

Oh ! Mummy ! Come on, why don't you kiss Me ? 'ઓ મા ! તું અંદર આવ, તું મારાથી દૂર કેમ છો ? તું મને તારા ખોળામાં કેમ બેસાડતી નથી ? રોજની જેમ તું કેમ મને હેત કરતી નથી ? તું શા માટે મને ચુંબનોથી નવરાવી નથી દેતી ?' બાળકની ચીસ સાંભળ્યા પછી એલીસથી રહેવાયું નહિ. એનું માતૃત્વ ઉછળી પડ્યું. એના વાત્સલ્યએ માઝા મૂકી. એલીસે કાચની બારીને મુક્કો મારીને તોડી નાંખી. તે કૂદકો મારીને અંદર ગઇ અને પોતાના બાળકને રીતસર વળગી પડી. વાત્સલ્યના વરસાદથી પોતાના બાળકને એણે ભીંજવી દીધું.

નર્સને સમાચાર મળતાં જ તે ડોક્ટરને લઇને અંદર આવી. મા અને બાળકને મહામહેનતે છૂટા પાડ્યા. પણ અફસોસ ! એલીસ છૂટી પડે એ પહેલા એના શરીરમાં એના જ બાળકના રોગના જીવલેણ જર્મ્સ શ્વાસવાટે ચાલ્યા ગયા હતા. પોતાના બાળકની બાજુની જ રૂમમાં એલીસની પથારી પડી. એલીસ જ્યારે ભાનમાં આવી ત્યારે ડોક્ટરે એને પૂછ્યું : 'અમે તમને ના પાડી હતી છતાં તમે અંદર શા માટે ગયા ?' ત્યારે એલીસે માત્ર એટલું જ કહ્યું : 'ડોક્ટર ! તમે મને એમ પૂછો છો....કે તમે અંદર શા માટે ગયા ? તો સાંભળી લ્યો એનો જવાબ....હું અંદર ગઇ....Because I was a Mother. કારણકે હું એની મા હતી.' આટલું બોલતાની સાથે જ એલીસની આંખો કાયમ માટે મીંચાઇ ગઇ.

પોતાના સંતાનોનો મા કેટલી હદે વિચાર કરતી હોય છે એનો એક આંચકો આપે એવી બીજી વાત કરું. સંસારના દુઃખોથી ત્રાસી ગયેલી કોઇ સ્ત્રી જ્યારે આપઘાત કરશે ત્યારે પોતે એકલી નહિ મરે. એ પોતાના બાળકોને પણ સાથે લેશે. આપણે ઘણી વખત વર્તમાનપત્રોમાં વાંચીએ છીએ....ફલાણી મહિલાએ પોતાના બે બાળકો સાથે તેરમે માળેથી ઝંપાપાત કર્યો. ફલાણી સ્ત્રીએ પોતાના ત્રણ સંતાનોની સાથે અગ્નિસ્નાન કર્યું. કોઇ સ્ત્રીએ ચાર સંતાનોને ઝેર પીવડાવી પોતે પણ ઝેર પી લીધું. આવી ઘટનાઓ ઘટે ત્યારે પ્રશ્ન થાય છે....મા એકલી ન મરતા બાળકોને સાથે લઇને શા માટે મરતી હશે ? એનો જવાબ પણ તરત મળી આવે છે....'કારણકે તે મા છે.' મરતી માને મારા મર્યા પછી મારા સંતાનોને કોણ સાચવશે, કોણ એમની દેખરેખ રાખશે....વગેરે ચિંતાઓ સતાવતી હોય છે. તેથી પોતે પરલોક જતી વખતે પોતાના સંતાનને પણ સાથે લઇ લે છે.

આ વાત પરથી કોઇ સ્ત્રી આવી નિમ્નકરણીને યોગ્ય માની લેવાની ભૂલ ન કરી લે, કારણકે શાસ્ત્રમાં તો એકલી સ્ત્રીનો પણ આપઘાત વર્જ્ય જ ગણાવ્યો છે.

આપણી વાતનો મુખ્ય સૂર એટલો જ કે મરવા જતી માના હૃદયમાં પોતાના દીકરાની ચિંતા કેટલી સતાવતી હોય છે.

માટે જ તો સંત પુનિતે કહ્યું....

**'ભૂલો ભલે બીજું બધું, માબાપને ભૂલશો નહિ'**

તમે તમારા પરિવારને ભૂલી જશો એ ચાલશે, તમે તમારી પત્નીને ભૂલી જશો એ ચાલશે, તમે તમારા મિત્રોને ભૂલી જશો એય ચાલશે, અરે....કદાચ દેવ અને ગુરુને ભૂલી જશો તો પણ ચાલશે.

પણ ક્યારેય ઉપકારી મા-બાપને ભૂલશો નહિ. તમે ધર્મને કદાચ ભૂલી ગયા હશો, પણ માબાપ સાથે જો તમારો સંબંધ સારો હશે તો ધર્મ સાથે તમારો સંબંધ આપોઆપ જોડાઇ જશે.

ક્યાંક વાંચ્યું હતું....

**'ભગવાનને ભજવાથી મા નથી મળતી, પણ માને ભાવથી ભજવાથી ભગવાન અવશ્ય મળે છે.'**

કોઇ મા એવું નથી ઇચ્છતી કે પોતાનું બાળક મોટું થઇને ગુંડો બને, પાપી પાકે કે નાલાયક થાય. પ્રત્યેક મા પોતાના સંતાનમાં મહાન આત્માના જ દર્શન કરતી હોય છે. આવા મા બાપને જે ભૂલી જાય છે તેના જીવનનો ક્યારેય વિકાસ થતો નથી.

**ગાંધીજી :**

યાદ રહે, આ દેશને મળેલા રાષ્ટ્રપિતા ગાંધીજીના જીવનમાં જો કોઇનો મુખ્ય ફાળો હોય તો તેમની માતા પૂતળીબાઇનો હતો. ગાંધીજી જ્યારે રાજકોટથી વિલાયત જવા તૈયાર થયા ત્યારે તેમની માતાએ વિલાયત અંગેની ચારે બાજુથી તપાસી કરીને જાણકારી મેળવેલી. અંગુઠાછાપ એ બાઇને પણ એવી ખબર હતી કે પરદેશ ગયા પછી જુવાનિયાઓ વંઠી જાય છે. તેઓ માંસાહાર કરે છે, પરસ્ત્રીનું સેવન કરે છે અને શરાબ પીએ છે. પૂતળીબાઇએ જ્યારે ગાંધીજીને આ વાત કરી ત્યારે ગાંધીજીએ કહ્યું : મા, હું તને છેતરીશ નહિ. સોગંદ ખાઇને કહું છું કે ત્રણે વસ્તુથી હું બચીશ. પણ એમ કંઇ પૂતળીબાઇ છાલ છોડે એવા ન હતા. તેઓ ગાંધીજીને રાજકોટના ઉપાશ્રયમાં રહેલા જૈન સાધુ પાસે લઇ ગયા અને એમની પાસે ગાંધીજીને માંસ, મદિરા અને સ્ત્રીસંગથી દૂર રહેવાની પ્રતિજ્ઞા

અપાવી. જો આ ત્રણ પ્રતિજ્ઞા ગાંધીજીએ ન લીધી હોત તો ગાંધીજીનો ઇતિહાસ જુદો જ હોત. ખુદ ગાંધીજીએ લખ્યું છે....પરદેશ ગયા પછી આ પ્રતિજ્ઞાનો ભંગ થાય એવા પ્રસંગો આવ્યા હતા પણ માએ આપેલી પ્રતિજ્ઞા યાદ આવતા હું બચી ગયો હતો.

જે દીકરાઓ મા-બાપનું કહ્યું માનતા નથી, માબાપનું સાંભળવા તૈયાર નથી, તેઓ કદી જીવનમાં આગળ નહિ વધી શકે. ભૂલશો નહિ, મા-બાપ તો આપણા ગુરુ છે.

સંતજ્ઞાનેશ્વરે મરાઠીમાં લખ્યું છે....

**आई माझा गुरु, आई कल्पतरु,**
**सौख्याचा सागरु आई माझी,**
**प्रीतिचे माहेर, मांगल्याचे सार,**
**अमृताची धार आई माझी ।।**

મા એટલે ગુરુ, મા એટલે કલ્પવૃક્ષ, મા એટલે સુખનો સાગર, મા એટલે પ્રેમનું પીયર, મા એટલે સર્વ મંગલોનો સાર અને મા એટલે અમૃતની ધાર.

જ્યોર્જ હર્બટ કહે છે...

**'એક મા સો શિક્ષકની ગરજ સારે છે.'**

સો શિક્ષકો ભેગા મળીને એક બાળકને જે ન આપી શકે તે એક મા આપી શકે છે.

મહારાષ્ટ્રમાં એક લોકપ્રિય શિક્ષક થઇ ગયા....જેનું નામ હતું સાને ગુરુજી. સાને ગુરુજીનું સર્વશ્રેષ્ઠ પુસ્તક છે 'શ્યામચી આઇ.' મરાઠીમાં લખાયેલ આ પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ થઇ ગયો છે. આ પુસ્તક વાંચ્યા પછી કોઇએ મારો અભિપ્રાય માંગ્યો હતો, ત્યારે મેં

એટલું જ કહ્યું હતું કે....'આ પુસ્તક વાંચ્યા સિવાય કોઇ પણ સ્ત્રીને મા બનવાનો અધિકાર નથી....'

કમાલ કરી છે સાને ગુરુજીએ આ પુસ્તકમાં....પુસ્તકના પ્રારંભમાં જ તેઓ લખે છે...મનુષ્યના જન્મ પહેલા જ તેનું શિક્ષણ થયેલું હોય છે. માતાના પેટમાં ગર્ભરૂપે જીવ આવ્યો તેના પહેલાં જ તેના શિક્ષણની તૈયાર થયેલી હોય છે. બાળકના શિક્ષણમાં વધુ ભાગ માતા-પિતાનો હોય છે અને તેમાંય માતાનો વધારે....ખરી શિક્ષણદાત્રી એ માતા જ છે. માતા દેહ આપે છે અને મન પણ આપે છે. જન્મ આપનારી પણ તે અને જ્ઞાન દેનારી પણ તે.

આમ ખરી રીતે જોવા જઇએ તો સંસ્કારદાત્રી મા બાળકનો પ્રથમ ગુરુ છે. છત્રપતિ શિવાજી મહારાજના પ્રથમ ગુરુ કોણ ? આવો પ્રશ્ન કરવામાં આવે તો જવાબમાં સમર્થ રામદાસનું નામ નહિ આવે, ત્યાં નામ આવશે માતા જીજાબાઇનું. શિવાજી પેટમાં હતા ત્યારથી જ આ જીજાઇએ એને અરણ્યકાંડનું શ્રવણ કરાવેલ. જેના પ્રભાવે આ દેશને શૂરવીર અને નરવીર એવા રાજાની ભેટ મળેલી.

**માની કુક્ષિ એ તો બાળકની નર્સરી છે.** સ્કૂલમાં જેમ વર્ષ દરમિયાન બાર મહિનામાંથી લગભગ નવ મહિના ભણવાનું હોય છે....તેમ માની કુખમાં બાળક નવ મહિના રહીને મા જે પાઠ ભણાવે તે પાઠ શીખીને આ ધરતી પર અવતરે છે.

મને કહેવા દો....આજે જમાનો એબોર્શનનો ચાલી રહ્યો છે, એવા જમાનામાં પણ આપણો ગર્ભપાત ન કરાવતા એણે આપણને જન્મ આપ્યો છે. આજે જમાનો અનાથાશ્રમનો ચાલે છે, એવા સમયે રસ્તા પર, ટ્રેનના પાટા પાસે કે અનાથાશ્રમમાં છોડી દેવાને બદલે

એણે એક દિવસ પણ પોતાનાથી આપણને છૂટા ન'તા પાડ્યા, બલ્કે આપણા જીવનને ટકાવી રાખવા સતત સાથે ને સાથે જ રાખ્યા. બેફામ ભોગવિલાસના જમાનામાં પણ એણે આપણા જીવનમાં ગર્ભથી જ ધર્મના સંસ્કાર રેડ્યા છે. ટૂંકમાં, આપણા **મા બાપ માત્ર જન્મદાતા જ નથી, એ જીવનદાતા પણ છે અને સંસ્કારદાતા પણ છે.**

જો એણે આપણામાં સંસ્કાર ન રેડ્યા હોત તો આપણામાં અને જંગલના ગધેડામાં કોઇ ફરક ન હોત. જન્મ આપતા તો જંગલના ગધેડાને ય આવડે છે. એક કલાકાર જેટલી સાવધાનીથી પથ્થરમાંથી પ્રતિમા ઘડે છે, એક ચિત્રકાર જેટલી સાવધાનીથી કેનવાસ પર ચિત્ર બનાવે છે એટલી સાવધાની બાળકમાં સંસ્કાર નાંખતી વખતે મા-બાપે રાખી હોય છે. એણે માત્ર આપણા તનનું ઘડતર નથી કર્યું એણે આપણા મનનું પણ ઘડતર કર્યું છે.

મને તો ત્યાં સુધી કહેવાનું મન થાય છે....જો આપણી માએ કદાચ જન્મ આપીને આપણને અનાથાશ્રમમાં છોડી દીધા હોત તોય તે આપણા માટે ઉપકારી છે, કારણ કે એણે જન્મ આપ્યો છે. તો જેણે જન્મ આપ્યા પછી સંસ્કાર રેડવામાં કશી મણા ન રાખી હોય એ મા-બાપના ઉપકારોની તો વાત જ શી કરવી ?

તમે બધા ભાગ્યશાળી છો, મહાન આત્માઓ છો કે તમને સંસ્કારી માતાની કુખે જન્મ મળ્યો છે. જે દિવસે તમે જન્મ લીધો ત્યારે તમને કોઇ ગતાગમ પણ ન હતી, ત્યારે તમારા કાનમાં કોઇ ફિલ્મીગીત સંભળાવવાને બદલે એણે તમને જગતનો સર્વશ્રેષ્ઠ મંત્ર નવકારમંત્ર સંભળાવ્યો છે. તમે જે દિવસે બોલતા થતા ત્યારે પપ્પાનો પ કે મમ્મીનો મ તમારી પાસે ન બોલાવતા નવકારનો ન બોલાવ્યો છે. જે દિવસે પહેલીવાર ઘરની બહાર લઇ ગયા, જ્યારે તમે ચાલી

પણ શક્તા ન હતા ત્યારે સિનેમાના થીયેટરમાં કે નાટકના ઓડિટોરીયમમાં ન લઇ જતા પરમાત્માના મંદિરે લઇ ગયા હતા.

ગંદામિત્રોની સોબતથી એણે તમને કાયમ માટે દૂર જ રાખ્યા છે. ખોટા વ્યસનોના પનારે તમે ન પડી જાવ એની એણે પૂરેપૂરી કાળજી રાખી છે. ગલત સ્થાનોમાં તમારો પગ ન પડી જાય એ માટે એણે સતત તમારી ચોકી કરી છે. એટલું જ નહિ, રોજ સવારે તમારી આંગળી પકડીને તમને જિનમંદિરે લઇ ગઇ છે. પરમાત્માના દર્શન કરાવ્યા અને તીર્થોની યાત્રાઓ કરાવી છે. ઉપાશ્રયમાં ગુરુમહારાજને વંદન કરાવ્યા છે. જિનવાણીનું શ્રવણ કરાવ્યું છે. પાઠશાળામાં મોકલીને ધાર્મિક સૂત્રો ભણાવ્યા છે.

તમારા સંસ્કારોની આટલી કાળજી જો એણે ન લીધી હોત તો તમે પણ દાઉદ, અરુણ ગવળી, અમરનાઇક કે બેંડીટક્વીન ફૂલનદેવી બની શકતા હતા. તમારા સંસ્કારો માટે તેઓ જો જાગૃત ન રહ્યા હોત તો અત્યારે તમે મારા પ્રવચનમાં આવવાને બદલે જેલના સળીયા પાછળ ધકેલાઇ ગયા હોત. તમે ગુંડા નથી બન્યા, તમે ખૂની નથી બન્યા, તમે લુંટારા નથી બન્યા એમાં પણ તમારા મા-બાપનો જ પ્રભાવ છે અને તમારા જીવનમાં થોડો ઘણો સદાચાર અને સજ્જનતા છે...એના મૂળમાં તમારા મા-બાપના જ સંસ્કાર છે એ વાતમાં કોઇ શંકા નથી.

આશ્ચર્યની વાત તો એ છે કે આટલા ઉપકારોની હેલી વરસાવવા છતાં મા-બાપ ક્યારેય પોતાના દિમાગના કોમ્પ્યુટરમાં એનો હિસાબ નથી રાખતા. બે ભાઇ હશે, બે મિત્ર હશે કે પતિ-પત્ની હશે....અને જો બે વચ્ચે ક્યારેય સંઘર્ષ થશે તો બેય એક બીજા પર તૂટી પડશે....'મેં તારા માટે આટઆટલું કર્યું, તને મારી કોઇ કદર

નથી, કોઇ કિંમત નથી.' પણ મા-બાપ....એ ક્યારેય પોતાના સંતાનોની સામે આવો કાદવ ઉછાળવાનું કામ નથી કરતા.

અણસમજથી કે અભિમાનથી દીકરો ક્યારેય ભૂલ કરી બેસે તો તેની સામે પોતે કરેલા ઉપકારોનો ચોપડો વાંચવાને બદલે, એને સજા કરવાને બદલે કે એની ભૂલનો બદલો લેવાને બદલે એની ભૂલોને ભૂલી જાય છે. ભૂલથી પણ એની ભૂલોને ધ્યાનમાં નથી લેતા. એણે કરેલી તમામ ભૂલોને તેઓ માફ કરી દે છે. એણે આપેલી ગાળોને તેઓ ગમ ખાઇને ગળી જાય છે. એના મગજના કોમ્પ્યુટરમાં જેમ પોતે કરેલા ઉપકારોની નોંધ નથી હોતી, તેમ દીકરાએ કરેલી ભૂલોની પણ નોંધ નથી હોતી. એ તો પોતાના સંતાનને અપરંપાર પ્રેમ અને વાત્સલ્ય આપીને એને ભૂલ કરતો અટકાવવા પ્રયત્ન કરે છે.

**બાપનું વાત્સલ્ય :**

દુકાનમાં ઘરાક સાથે વેપાર અંગે વાતચીત કરતા દીકરાને તેના બાપે સલાહ આપી કે....બેટા ! આટલો સસ્તામાં આ સોદો પતાવવા જેવો નથી. આવી રીતે ધંધો કરીશ તો લાખના સાડા બાર હજાર કરી નાંખીશ.

ઘરાક સામે બાપે આપેલી સલાહથી દીકરાને પોતાનું અપમાન જણાયું. એણે તરત જ બાપને રોકડું પરખાવ્યું : 'બાપુજી ! કેટલીવાર તમને કહ્યું કે તમારે વચ્ચે બોલવું નહિ. શાંતિ રાખો. અને હા....જો હવેથી આવી જ રીતે બોલવાનું ચાલુ રાખશો તો તમને દુકાને આવતા બંધ કરવા પડશે.' બાપની આંખમાં આંસુ આવી ગયા.

કમાલ છે ને, **જે બાપે દીકરો નાનો હતો ત્યારે એને બોલતા શીખવ્યું, એ જ દીકરો મોટો થઇને પોતાના બાપને ચૂપ રહેવાનું કહે છે.**

સાંજે દુકાન વધાવીને બાપ-દીકરા ઘરે આવ્યા. જમી લીધા પછી દીકરાએ બાપને ભગવા વસ્ત્રનો તાકો પધરાવ્યો. બાપ સમજી ગયો....આજે બપોરે થયેલી ભૂલની દીકરો મને સજા આપી રહ્યો છે. બાપે કહ્યું : 'બેટા ! અત્યારે તો રાત પડી ગઇ છે, આવતી કાલે સવાર પડશે એટલે આ ઘર છોડીને હું ચાલ્યો જઇશ પણ એ પહેલા મારે તને એક વાત કરવી છે.'

બાપ-દીકરો એક રૂમમાં ગયા. બાપે કબાટમાંથી એક ડબ્બી કાઢીને દીકરાના હાથમાં આપી. દીકરાએ ડબ્બી ખોલી તો તેમાંથી ગણીને ૨૧ કાંકરા નીકળ્યા. દીકરો તો આ જોઇને આશ્ચર્યમાં પડી ગયો. એને થયું કે બાપા મારી મજાક કરી રહ્યા લાગે છે. એણે પૂછ્યું : 'બાપુજી ! આ શું ?'

અને બાપે વાત શરૂ કરી : 'બેટા ! એમાં એક ભવ્ય ભૂતકાળ સમાયો છે. એ વખતે તારી ઉંમર માત્ર ચાર વર્ષની જ હતી. તારી બાની તબીયત નરમ રહેતી. તું ઘરે રહીને તારી બાને ખૂબ હેરાન કરતો એટલે હું તને દુકાને કાયમ સાથે જ લઇ જતો.'

એક વખત દુકાનની બહાર તું કાંકરાઓના ઢગલા પર બેસીને રમતો હતો. અચાનક એક કાગડો આવ્યો અને દુકાનના બારણા પર બેઠો. તેને જોઇને તેં મને કાંકરો માર્યો....મેં તારી સામે જોયું તો તું બોલ્યો...બાપુજી ! કાગડો. મેં તને હસીને જવાબ આપ્યો....હા બેટા ! એ કાગડો છે. તું પાછો રમતમાં પડી ગયો. બે મિનિટ પછી ફરીવાર તેં મને કાંકરો માર્યો...મેં પાછું જોયું તો તેં કહ્યું : બાપુજી ! કાગડો. મેં પણ જરાય ગુસ્સે થયા વિના તને કહ્યું : હા બેટા ! એ કાગડો છે. દીકરા ! તે દિવસે ચાલુ ઘરાકીમાં તેં મને એકવીશ કાંકરાઓ માર્યા હતા. મેં જરાય

ગુસ્સે થયા વિના કાંકરાઓનો માર ખાવા છતાં દરેક વખતે પ્રસન્નતાથી તને જવાબો આપ્યા હતા. આ એકવીશ કાંકરાઓમાં એક બાપનું વાત્સલ્યભરપૂર હૈયું સમાયેલું છે. એ વાત્સલ્ય પૈસાથી ખરીદી શકાય તેવું નથી. દીકરા ! આજે દુકાને તેં મને વચ્ચે ન બોલવાની જ્યારે કડક ચેતવણી આપી ત્યારે મને આ સંઘરી રાખેલા એકવીશ કાંકરાઓ યાદ આવ્યા. લે, રાખજે તારી પાસે અને ક્યારેક મન થાય તો તારા આ અભાગી બાપના વાત્સલ્યને યાદ કરીને ભાવીમાં થનારા તારા દીકરાઓ પ્રત્યે પણ એવું જ વાત્સલ્ય રાખજે. દીકરા ! આવતી કાલે સવાર થતાં તો આ ઘર છોડીને હું ચાલ્યો જઇશ. પછી વચ્ચે બોલવાની વાત જ ક્યાંથી આવશે ?

આ સાંભળતા જ દીકરો બાપના પગમાં પડી ગયો. 'બાપુજી ! બાપુજી ! માફ કરો મને....મેં બહુ ભૂલ કરી નાંખી છે. જુવાનીના તોરમાં મેં આપને ઉદ્ધતાઇભર્યા જવાબો આપીને મારી અપાત્રતાનું જ દર્શન કરાવ્યું છે. જીવનમાં હવે ક્યારેય આવી ભૂલ નહિ કરું. આપને હવે ક્યાંય જવાનું નથી. આવતી કાલથી રોજ આપે દુકાને આવવાનું છે.'

બાપ અને દીકરાની આંખમાંથી અશ્રુધારા વહી રહી.

આદિશંકરાચાર્યે લખ્યું છે :

**कुपुत्रो जायते क्वचित्, कुमाता न भवति ।**

આનો ગુજરાતીમાં સીધો સાદો અર્થ થાય છે...

**છોરું કછોરું થાય પણ માવતર કમાવતર ન થાય.**

આગળ કહી ગયો તેમ માના પ્રેમનું પહેલું લક્ષણ છે બલિદાન, તો માના પ્રેમનું બીજું લક્ષણ છે બચાવ. પોતાના દીકરા વિષે કોઇ ભૂંડું, ખરાબ બોલશે તો એ માનવા તૈયાર નહિ થાય. અરે, દીકરાએ કદાચ ભૂલ કરી હશે તો ય એનો બચાવ કરશે.

ફાધર વાલેસ નામના શિક્ષક પોતાનો અનુભવ જણાવતા કહે છે...આટલા વર્ષોના અનુભવમાં એવો એક પણ પ્રસંગ બન્યો નથી કે જેમાં તોફાનમાં પકડાયેલા છોકરાની માએ કબૂલ કર્યું હોય કે મારા દીકરાએ ખોટું કર્યું છે. એ તો હંમેશા એમ જ બોલે કે ખોટું કામ તો બીજા કોઇએ કર્યું હશે ને મારા દીકરાના નામે ચઢાવ્યું હશે. મારો દીકરો સારો છે તે હું જાણું છું. એ કોઇ દિવસ એવું નહીં કરે.

ક્યારેક બે ભાઇને પરસ્પર બનતું નહિ હોય તો બાપ પોતાના જીવતા જ બંનેને અલગ કરી દે છે. કોઇ પૂછશે તો ક્યારેય બાપ એમ નહિ કે બેયને બનતું નથી. એ તો એમ જ બચાવ કરશે કે, 'હવે પરિવાર વધ્યો....એટલે ઘર નાનું પડે છે.'

આજ સુધીમાં ઘણા ઘરડાઘરોની મેં મુલાકાત લીધી છે. ધ્રુજતા હૃદયે મેં ઘરડાઘરમાં રહેતા મા-બાપોના ઇન્ટરવ્યુ લીધા છે, મેં આડાઅવળા ઘણા પ્રશ્નો કરીને એમની દુઃખતી નસ દબાવવાનો પ્રયત્ન કર્યો છે પણ હરામ છે કોઇ મા-બાપે ક્યારેય મગનું નામ મરી પાડ્યું હોય કે અમારા દીકરા સાથે અમારે ન બન્યું એટલે અમે અહીં આવી ગયા કે અમારા દીકરાઓએ અમને ઘરમાંથી કાઢી મેલ્યા એટલે અમારે અહીં આવવું પડ્યું.

**થોમસ આલ્વા એડિશન :**

સ્કૂલમાંથી શિક્ષકની ચિઠ્ઠી ઘરે આવી. માએ એ વાંચી. એમાં લખેલું તમારો દીકરો બિલકુલ ઠોઠ છે. એ વાંચી પણ નથી શકતો, સમજી પણ નથી શકતો. અમારી સલાહ છે...તમે એને સ્કૂલમાંથી ઉઠાવી લો. પ્લીઝ, તમારે એની પાછળ એક પૈસો પણ ન બગાડવો જોઇએ.

આ વાંચીને મા તો ધૂંવાફૂંવા થઇ ગઇ. પોતાના દીકરાને લઇને એ તો સ્કૂલે ઉપડી. સ્કૂલે જઇને સ્કૂલમાસ્ટરને કડક શબ્દોમાં કહ્યું : 'મારો દીકરો જરાય મૂર્ખ નથી, આ વખતે બોલ્યા એ બોલ્યા, ખબરદાર ! બીજી વખત આવું બોલ્યા છો તો. એને જન્મ આપ્યા પછી સતત મારો એના પર વોચ છે. આજ સુધીમાં એનું એક પણ વર્તન એવું નથી જે એને મૂર્ખ સાબિત કરે. મને પૂરી ખાતરી છે કે એ વાતને તરત પકડી શકે છે, એની સ્મરણશક્તિ પણ સારી છે. તમને કદાચ મારી વાત નહિ ગમે...પણ એ ચોક્કસ વાત છે કે મારો દીકરો બીજા બધા બાળકો કરતા હોંશિયાર છે અને એટલે જ એ તમને મૂર્ખ લાગ્યો છે પણ હવે મારે એને સ્કૂલમાં મૂકવો જ નથી. હવે તો હું જ એને ભણાવીશ.'

અને સાચે જ એ છોકરાને સ્કૂલમાંથી ઉઠાડીને એને ઘરમાં ભણાવવાનું શરૂ કર્યું. માએ પૂરી લગનથી એને ભણાવ્યો. એક દિવસનો ઢબ્બુનો ઢ ગણાતો એ બાળક આગળ જતા વિશ્વપ્રસિદ્ધ વૈજ્ઞાનિક થોમસ આલ્વા એડિસન બન્યો.

**જીવનમાં સફળ થવું હોય તો માતપિતાની લાગણીઓનો હંમેશા વિચાર કરજો.** એમની આંતરડી ક્યારેય કકળાવશો નહિ. ઉપકારી માતા-પિતાની મીઠી આશિષ પામવાને બદલે તેઓના અંતરના ઊના ઊના નિસાસાઓ જે સંતાન પર પડે તે સંતાનોનું ભાવી ભયાનક બની ગયા વગર રહેતું નથી.

ભૂલશો નહિ, **શંખેશ્વર અને સમ્મેતશિખર જેમ તીર્થ છે તેમ મા-બાપ પણ મહાન તીર્થ છે.**

જૈનેતર ગ્રંથોમાં એક વાત બહુ પ્રચલિત છે. રિદ્ધિ અને સિદ્ધિ નામની બે કન્યાને પરણવા ગણેશ અને કાર્તિકેય તૈયાર થયા ત્યારે

શરત મૂકાણી....મહાતીર્થ પૃથ્વીને જે વહલી પ્રદક્ષિણા આપશે તેને રિદ્ધિ / સિદ્ધિ પરણાવવામાં આવશે. આ સાંભળીને કાર્તિકેય તો પ્રદક્ષિણા આપવા ઉપડ્યા. જ્યારે શરીરથી સ્થૂળ પણ બુદ્ધિથી સૂક્ષ્મ એવા ગણેશજીએ પોતાના માતા/પિતા શિવ/પાર્વતીને પાટલા ઉપર બેસાડી ભાવથી ત્રણ પ્રદક્ષિણા આપી. પછી કહ્યું : હે પિતાજી ! શાસ્ત્ર વચન છે : માતા/પિતા એ મહાતીર્થ છે. મેં આપને પ્રદક્ષિણા આપી એટલે મહાતીર્થને આપવાની મારી પ્રદક્ષિણા પૂર્ણ થઇ છે. કાર્તિકેય કરતા હું પ્રથમ આવ્યો છું. ગણેશજીની યાત્રા માન્ય થઇ. કાર્તિકેય પૃથ્વીને પ્રદક્ષિણા આપીને ઘરે આવે તે પહેલા તો ગણેશજીના રિદ્ધિ / સિદ્ધિ સાથે લગ્ન થઇ ગયા હતા.

આવા તીર્થસ્વરૂપ માતાપિતાના ઉપકારોનો આપણે કોઇ દિવસ વિચાર કર્યો છે ખરો ?

બિઝનેસમાં કોઇકે જરાક મદદ કરી હોય, સારી ઓળખાણ કરાવી આપી હોય, કોઇ સોદો કરાવી આપ્યો હોય તો એનો ઉપકાર માની આપણે આભાર વ્યક્ત કરીશું કે એમણે આપણને ઘણી મદદ કરી. પણ કોઇ દિવસ માતાના ઉપકારનાં ગાણાં ગાયાં છે ખરા ?

કોઇ દિવસ એવો વિચાર કર્યો કે મારી માતાએ મારા માટે શું ગજબની કમાલ કરી છે ? એના ખોળામાં બેસીને હું પેશાબ-જાજરૂ કરી જતો હતો, ગંદકી કરતો હતો છતાં માએ મને કદી થપાટ પણ નથી મારી....બલ્કે મને પ્રેમથી સાફ કર્યો છે, મારા ગંદા કપડાંને ચોખ્ખા હાથથી ધોયા છે, ને મને પ્રેમથી ધવડાવ્યો છે. મારી માના આ ઉપકારોને હું ક્યારેય ભૂલીશ નહિ, મારી માના મારી ઉપર અનંત ઉપકારો છે એનું ઋણ હું ક્યારે ફેડી શકીશ ?

કહો, આવો વિચાર કદી કર્યો છે ?

દશ જણાની વચ્ચે મા-બાપનાં ગુણો ગાવાનું મન કદી થાય છે ? એજ્યુકેટેડ થઇને, અપ-ટુ-ડેટ કપડાં પહેરીને સભ્ય સમાજની વચ્ચે કે કોઇ મીટીંગમાં બેઠા હો ને એ વખતે લઘર-વગર કપડાં પહેરેલી તમારી મા કદાચ ત્યાં ચાલી આવે તો ઉભા થઇને માના પગમાં પડવાનું મન થયું છે ક્યારેય ? કે પછી બધા વચ્ચે એને ખખડાવી-તતડાવી નાખવાનું મન થાય છે ?

**ભૈરોસિંહ શેખાવત :**

રાજસ્થાનના માજી મુખ્યમંત્રી ભૈરોસિંહ શેખાવતે એકવાર ક્યાંક કહેલું....'મને દિવસે તો જરાય સમય ન મળે....પણ ક્યારેક રાત્રે પણ મિટિંગો અને મંત્રણાઓમાં હું વ્યસ્ત રહેતો, ત્યારે ચાલુ મિટિંગમાં મારી માતા વચ્ચે વચ્ચે આવીને મને જમવા માટે પૂછી જાય. એક વખત તો એનાથી ન રહેવાયું....તો બધા વચ્ચે એ બોલી ઉઠ્યાં....' **भैरोसिंग ! थुं असो कोई काम करे हैं, जीमें खाबापीबा की सुध नहि रैवे । थुं कोई नौकरी क्यों न कर लें । खाबापीबा को तो वख्त मिल जासी ।** આટલું બોલતા બોલતા તો પંચોતેર વર્ષની ઉંમરે પણ ભૈરોસિંહની આંખમાં પાણી આવી જાય છે. તેઓ કહે છે...મારી મા ભલે અભણ હોય, ગમાર હોય, ક્યાં શું બોલવું એનો એને ખ્યાલ ન હોય....તોય એ મારી મા છે.

**'જેવી હોય તેવી પણ એ આપણી મા છે.'** બસ, આ એક જ વાત આપણા માટે બસ છે. આવો વિચાર જો આપણા મનને અને હૃદયને દ્રવિત કરી ન શકે, અને જો એ માના ચરણમાં આપણું મસ્તક ઝૂકી ન શકે તો યાદ રાખજો....આપણી હોંશિયારી, આપણું જ્ઞાન, આપણો કહેવાતો ધર્મ....બધું જ નકામું છે.

જેણે માતાપિતાની આંતરડી નથી ઠારી, જેણે મા-બાપના અંતરના આશીર્વાદ નથી લીધા એની બુદ્ધિના ફાંકા એને એક દિવસ ડૂબાડી દેશે. એની સંપત્તિ એને એક દિવસ અવળા રવાડે ચઢાવી દેશે. જેના હૃદયમાં માતાપિતા પ્રત્યે શ્રદ્ધા નથી, લાગણી નથી, પ્રેમ નથી એ માણસ ગમે એટલો હોંશિયાર તો પણ પોતાની જિંદગીમાં નિષ્ફળ જવાનો છે. મા-બાપની આંતરડી કકળાવીને ગમે એટલા મોજ શોખનાં સાધનો વસાવ્યાં હશે તોય તમને શંતિ નહિ આપી શકે. આજે તમારી પાસે ભલે લાખો રૂપિયા હોય પણ યાદ રાખજો, મા-બાપની આશિષ મેળવ્યા વિના શાંતિ મળવાની નથી. વાતવાતમાં માતાપિતાની અવગણના કરનારાઓ, મા-બાપને તુચ્છકારનારાઓ, 'બેસ, બેસ, તને ખબર ન પડે' એમ કહેનારાઓએ બહુ વિચારવાની જરૂર છે. આજે આપણે આપણી જાતને એટલી હોંશિયાર માનતા થઇ ગયા છીએ કે આપણે માતાપિતાના ઉપકારોનો વિચાર જ નથી કરતા.

માબાપે કરેલા ઉપકારોને જે ભૂલી જાય છે એના જેવો કૃતઘ્ન આ દુનિયામાં બીજો કોઇ નથી.

જૈનેતર ગ્રંથમાં લખ્યું છે...

**कृतघ्ने नास्ति निष्कृतिः ।**

આ દુનિયામાં બધા પાપોથી જીવ મુક્ત થઇ શકે છે, પણ કૃતઘ્નતા એક એવું પાપ છે, જેમાંથી જીવનો છૂટકારો નથી થતો.

ઝૂકી ગયેલી પૃથ્વીને કો'કે પૂછેલું કે...લાખો/કરોડોની સંખ્યામાં મોટા મોટા પર્વતો તારા પર ઉભા છે.......તોતીંગ ઇમારતવાળાં મકાનો હજી તારા પર ખડકાઇ રહ્યા છે...તેનો તને ભાર લાગવાથી શું

તું નમી ગઇ છે ? ત્યારે પૃથ્વીએ જવાબ આપ્યો કે, 'ના રે ના, આના કરતા કરોડગણા પર્વતો અને બિલ્ડીંગો કદાચ ઉભા થાય તોય તેના ભારને આસાનીથી વહન કરવાની મારી તાકાત છે, પરંતુ આ દુનિયામાં જેઓ કૃતઘ્ન છે તેના ભારને હું વહન કરી શક્તી નથી.'

ઉપકારીના ઉપકારને યાદ રાખે તે કૃતજ્ઞ છે, અને ઉપકારીના ઉપકારોનો બદલો વાળવાની વાત તો ઘેર ગઇ....પણ તેને ભૂલી જઇને તેમને હૈયાબળાપા કરાવવાનું જેઓ કરે છે તે કૃતઘ્ન છે.

યાદ રાખજો....કૃતઘ્ન શબ્દમાં પડેલો 'ઘ્ન' શબ્દ સંસ્કૃતના 'હન્' ધાતુ પરથી બન્યો છે. 'હન્'નો અર્થ છે હણવું. સુકૃતોની પરંપરાને જે હણી નાંખે તેનું નામ કૃતઘ્ન. બીજાના ઉપકારોને ભૂલી જનારો કેટલું હિચકારું કૃત્ય કરી રહ્યો છે તેની એને ખુદને ય ખબર નથી હોતી. કારણ કે એને તો માત્ર ઉપકારો ભૂલી જ જવાના છે, પરંતુ જેણે ઉપકાર કર્યો છે એના દિલનું શું થતું હશે એની તો એને પડી ય નથી હોતી.

માર્ગાનુસારીના પાંત્રીશ ગુણોમાંનો એક ગુણ છે કૃતજ્ઞતા. જે આત્માઓ કૃતજ્ઞ નથી પણ કૃતઘ્ન છે....તેઓ ધર્મપ્રાપ્તિ માટે પણ અયોગ્ય છે.

**કૃતઘ્ન ડોક્ટર :**

ગુજરાતના ગામડામાં બનેલી આ એક સત્ય ઘટના છે. ઘરમાં ચાર સભ્યો હતા. મા, બાપ, એક દીકરી ને એક નાનો દીકરો. રોજ સાંજ પડે પતિ-પત્ની પોતાના બાળક માટે ભાવીના સુંદર સપના સેવતા. એને મોટો કરશું, ખૂબ ભણાવશું, પછી એને ડોક્ટર બનાવશું. એક દિવસ આ સુખી કુટુંબના માથે આંધી આવી ચડી.

જુવાનજોધ પિતાનું અચાનક હાર્ટએટેક આવતા મૃત્યુ થયું. પરિવારના માથે એક સાથે મણમણના દુઃખના ડુંગરા તૂટી પડ્યા.

હવે પરિવારની તમામ જવાબદારી માના માથે આવી. એણે ઘર ચલાવવાનું હતું, સાથે એના સંતાનોને ભણાવી ગણાવીને તૈયાર કરવાના હતા. માતાના ખોળાની સાથે પિતાનો ખભો પણ એણે જ આપવાનો હતો. એણે નક્કી કર્યું....એમની ઇચ્છા હતી કે આપણો દીકરો ડોક્ટર બને...હું જરૂરથી મારા દીકરાને ડોક્ટર બનાવીશ.

પરલોક સીધાવેલો પતિ એવી જોરદાર મૂડી મૂકીને ન'તો ગયો....કે જેના આધારે દીકરાને ડોક્ટર બનાવી શકાય. એને પૂરો ખ્યાલ હતો કે દીકરાને ડોક્ટર બનાવવો હોય તો કેટલી સંપત્તિ જોઇએ. પણ એ હિમ્મત ન હારી. એણે જરાય શરમ રાખ્યા વગર લોકોના ઘરે કામ કરવાનું ચાલુ કરી દીધું. કોઇના ઘરે કપડાં ધોવાનું, કોઇના ઘરે વાસણ માંજવાનું, કોઇના ઘરે પોતા મારવાનું તો કોઇના ઘરે ઝાડુ કાઢવાનું કામ કરવા લાગી. સવારથી સાંજ સુધી ગામ આખાના ઢસરડા કરતી, સાથે પોતાના બાળકોનું ધ્યાન પણ રાખતી.

ધીમે ધીમે દિવસો, મહિનાઓ અને વર્ષો વીતવા લાગ્યા. સંતાનો મોટા થવા લાગ્યા. દીકરાની સ્કૂલલાઇફ પૂરી થઇ. શહેરની સારી કોલેજમાં એને એડમિશન મળી ગયું. સારા ટકા મળ્યા હોવાથી મેડિકલ લાઇન લઇને એક દિવસ દીકરો ડોક્ટર બની ગયો. દીકરાને ડોક્ટર બની ગયેલા જાણી માની ખુશીનો પાર ન રહ્યો. એને થયું...અમારી ઇચ્છા પૂરી થઇ, મેં કરેલી મહેનત સફળ થઇ.

દીકરાએ પોતાના ગામમાં જ નાના પાયે એક દવાખાનું ખોલ્યું. ધીમે ધીમે પ્રેક્ટીસ જામવા માંડી. એક દિવસ પોતાની બેનના લગ્ન

કરાવીને એને પણ સાસરે વળાવી. ડોક્ટરનું કામ અને નામ ચારેબાજુ બોલાવા લાગ્યું. એક દિવસ ડોક્ટર પોતાની માને લઇને ગામ છોડીને શહેરમાં રહેવા ગયો.

શહેરમાં પણ એની પ્રેક્ટીસ ધૂમ ચાલવા લાગી. એક દિવસ એની માએ કહ્યું : "બેટા ! મારી બધી જ ઇચ્છા પૂરી થઇ ગઇ છે, હવે માત્ર એક જ ઇચ્છા બાકી છે...મારે મારી પુત્રવધૂનું મુખ જોવું છે. આ વિશાળ બંગલામાં તું દવાખાને જાય પછી હું એકલી પડી જાઉં છું. મારો દિવસ પાસ થતો નથી. તારા માટે નહિ તો મારા માટે પણ તું પરણવા તૈયાર થા." "હમણા નહિ, પછી જોશું"...એમ કહીને ડોક્ટર વાત ટાળતો ગયો પણ એક દિવસ માએ મક્કમ થઇને કહ્યું : "બેટા ! આજે તો તારે મારી વાત માનવી જ પડશે." ડોક્ટરે યસ કહેતા શુભ મુહૂર્ત, શુભદિવસે ડોક્ટરના લગ્ન થયા. શ્રીમંતઘરની કન્યા પુત્રવધૂ બનીને સાસરે આવી.

એક અઠવાડીયામાં હનીમૂન પતાવીને ડોક્ટર પાછો પોતાના દવાખાનામાં ખૂંચી ગયો. હવે સવારથી સાંજ સુધી બંગલામાં માત્ર બે જ જણા રહેતા સાસુ ને વહુ. લગભગ આ સંસારના પ્રત્યેક ઘરમાં જે જોવા મળે છે તે સાસુ-વહુના સંઘર્ષ ડોક્ટરના ઘરમાં મંડાયા.

અપ ટુ ડેટ રહેવા ટેવાયેલી વહુને સાસુ આઉટ ઓફ ડેટ લાગતી હતી. એકવીસમી સદીમાં જીવવા માંગતી વહુને સાસુ સત્તરમી સદીની લાગતી હતી. સ્વતંત્ર જીવવા ઇચ્છતી વહુને સાસુ બંધન લાગતી હતી. શહેરી વહુને સાસુ ગામડીયણ લાગતી હતી. નાના નાના નિમિત્તોને લઇને વહુએ ઘરમાં સાસુ સાથે ઝઘડા શરૂ કરી દીધા.

વહુએ મનોમન નક્કી કરી લીધું કે આ ઘરમાં કાંતો હું રહીશ, કાં તો મારી સાસુ. એ એ પણ જાણતી હતી કે ડોક્ટરને પોતાની મા પર કેટલો પ્રેમ છે ? પણ સ્ત્રીચરિત્ર ભજવવામાં એ માસ્ટર હતી. એણે મનોમન આખો પ્લાન ગોઠવી લીધો.

એક દિવસ સાંજે ડોક્ટર દવાખાનેથી ઘરે આવ્યો. જમીને જેવો બેડરૂમમાં ગયો કે પત્નીને રીસાઇને એક ખૂણામાં બેઠેલી જોઇ. ડોક્ટરે વારંવાર પૂછ્યું : શું થાય છે ? તબિયત બગડી છે ? દવા આપું ? સામેથી કોઇ જ જવાબ ન મળ્યો. આવું બે ત્રણ દિવસ સુધી લગાતાર ચાલ્યું. અઠવાડીયાને અંતે એક દિવસ ડોક્ટર સામે પત્નીએ બૉંબ ફોડ્યો....આ ઘરમાં કાં તો હું રહીશ, કાં તો તમારી બા રહેશે. અમે બંને એક સાથે આ ઘરમાં રહી શકીએ તેમ નથી. આ વાત સાંભળતા જ માતૃભક્ત ડોક્ટર ગુસ્સે થઇ ગયો.

એણે પોતાની પત્નીને રોકડું પરખાવી દીધું : "જો ! એક વાત સાંભળી લે. આજે હું જે કાંઇ પણ છું તે મારી બાને લીધે છું. બચપણથી જ પિતાની ગેરહાજરીમાં એણે માની મમતા તો આપી છે, પિતાનો પ્રેમ પણ આપ્યો છે. એણે મારા માટે શું શું કર્યું છે એ કરતા શું શું નથી કર્યું એ સવાલ છે ? બાનો સ્વભાવ તને પટતો ન હોય તો તું તારા સ્વભાવને બદલાવવાની કોશિશ કર. બાનો સ્વભાવ પચાસ વર્ષ પુરાણો છે, તું તો હજી ગઇકાલે આવી છો. તું ધારીશ તો તારો સ્વભાવ હજી બદલી શકીશ પણ બાનો સ્વભાવ બદલાવો હવે મુશ્કેલ છે. અને તું જો તારા સ્વભાવને બદલી શકે તેમ ન હોય તો આ ઘર બદલી નાંખવાની તને છૂટ છે....તું આસાનીથી તારા પીયરમાં જઇ શકે છે....પણ હું ક્યારેય બાથી અલગ નહિ પડું."

ડોક્ટરની વાત સાંભળીને પત્નીને એક જબરદસ્ત કુતર્ક કરવાનું મન થઇ ગયું....તમારા ખાતર હું મારા મા-બાપને છોડીને અહીં આવી, તો તમે મારા ખાતર તમારી માનો ત્યાગ નહિ કરી શકો ? પણ ડોક્ટરનો લાલઘુમ ચહેરો જોતાં જ પત્ની ચૂપચાપ રસોડામાં ભાગી ગઇ. એને થયું....આજે બહુ બોલવામાં મજા નથી, આવતી કાલે વાત. બીજા દિવસે ફરી પાછું એણે ડોક્ટરના કાનમાં ઝેર રેડ્યું. રોજ સાંજ પડે એટલે બા વિરૂદ્ધ વાતો પતિના કાનમાં ઠાલવવા માંડી.

હિટલરનો એક સરદાર હતો, એનું નામ હતું ગોબેલ્સ. ગોબેલ્સનો એક સિદ્ધાંત હતો....એકનું એક જૂઠ તમે છ વખત દોહરાવો, સાતમી વખત એ જૂઠ સત્ય બની ગયા વગર નહિ રહે.

ડોક્ટરની પત્નીએ પણ આ જ સિદ્ધાંત અપનાવ્યો. પ્લીઝ, અહીં બેઠેલી કોઇ પણ શ્રાવિકાબહેનો ઘરે જઇને આ પ્રયોગ અજમાવશો નહિ.

રોજ સાંજે થાક્યો પાક્યો પતિ ઘરે આવે એટલે એના કાનમાં બા વિરુદ્ધ ફૂંકો મારવાનું ચાલુ કર્યું.

જૂના જમાનામાં લોક ગામડામાં રહેતા. ત્યાં રસોઇ બનાવવા માટે ગેસ, સ્ટવ કે પ્રાઇમસ ન હતા. ત્યારે લોકો ચૂલો વાપરતા. ચૂલો પેટાવવા માટે ફૂંકણીથી ફૂંક મરાતી. ફૂંકણી વડે ફૂંક મારો એટલે ચૂલો સળગી જાય. પણ આજની બેનોમાં તો એવી તાકાત છે કે વગર ફૂંકણીએ પતિના કાનમાં ફૂંક મારે અને એનો આખો સંસાર સળગાવી નાંખે.

રોજની ટકટક અને કટકટથી કંટાળીને એક દિવસ ડોક્ટરે પત્નીને કહ્યું : 'હવે તારી ઇચ્છા જ જો બા સાથે ન રહેવાની હોય તો

તું જાણે, પણ બાને હું સીધે સીધો કોઇ દિવસ નહિ કહી શકું કે તમે આ ઘર છોડીને ચાલ્યા જાવ.' પત્નીએ કહ્યું : "એ ચિંતા તમારે નથી કરવાની, તમારે તો માત્ર હું કહું તે જ કરવાનું છે."

એક અંગ્રેજી વાક્ય છે :

A mother takes twenty years to make a man of her boy, while young lady takes twenty minutes to make him fool.

**એક માને પોતાના દીકરાને માણસ બનાવવામાં ૨૦ વરસ લાગે છે, એજ દીકરાને મૂર્ખ બનાવવામાં પત્નીને ૨૦ મિનિટ પણ નથી લાગતી.**

બીજા દિવસની સાંજે ડોક્ટર ઘરે આવ્યો. હાથ-પગ-મોઢું ધોઇને રસોડામાં ડાઇનિંગ ટેબલ પર એ જમવા બેઠો. માએ બધી રસોઇ પીરસી. માનો આ ક્રમ હતો. રોજ સાંજે ડોક્ટરના આવ્યા પછી જ જમવા બેસવું. ક્યારેક ડોક્ટરને મોડું થાય તો મા ત્યાં સુધી ભૂખી રહેતી.

તમે માર્ક કરજો, **કોઇ મા પોતાના સંતાનને ક્યારેય ભૂખ્યો નહિ જોઇ શકે.** ઘરમાં લાડવા ચાર હોય અને ખાનારા મેંબર પાંચ હોય તો જે એમ કહેશે કે મને લાડવો પહેલેથી જ ભાવતો નથી, હું તો લાડુ ક્યારેય ખાતી જ નથી એ બીજું કોઇ નહિ હોય....એ મા હશે. બાળક ખાય એ જોઇને માનું પેટ ભરાઇ જાય.

ડોક્ટર થાળીમાંથી કોળીયો મોંમા નાખવાને બદલે એમ ને એમ હાથની હથેળી પર મોઢું ટેકવીને બેઠો રહ્યો. માએ પૂછ્યું : બેટા ! શું થાય છે ? કેમ ખાતો નથી ? માથું દુઃખે છે ? પેટમાં દુઃખે છે ? પ્રેક્ટીસ બરાબર નથી ચાલતી ? રૂપિયા ફસાઇ ગયા છે ? બેટા ! શું

થયું છે ? બોલ તો ખરો. ઉપરા ઉપરી પૂછાયેલા પ્રશ્નોમાંથી એક પણ પ્રશ્નનો જવાબ આપ્યા વિના ડોક્ટર માત્ર એટલું જ બોલ્યો....ના બા ! બીજું કાંઇ નહિ, મને અરુચિ થઇ છે. ખાવું ભાવતું નથી. આટલું કહીને ડોક્ટર ઉભો થઇને પોતાના બેડરૂમમાં ચાલ્યો ગયો.

અચાનક ડોક્ટરમાં આવેલા પરિવર્તનથી મા પણ ડઘાઇ ગઇ. બીજા દિવસથી ડોક્ટરનો તો જાણે આ રોજિંદો ક્રમ બની ગયો. રોજ સાંજે આવવું, જમવા બેસવું, જમ્યા વગર જ થોડીવારમાં ઉભા થઇ જવું. આમ ને આમ પાંચ છ દિવસ પસાર થઇ ગયા.

એક દિવસ ડોક્ટર જમ્યા વગર જ્યારે ઉભો થતો હતો, ત્યારે માએ કહ્યું : 'બેટા ! આજે તો તારે મને કહેવું જ પડશે....તને શું થયું છે ? તું કેમ ખાતો નથી. જે હોય તે તું મને કહી દે. આજે સવારથી મેં કાંઇ ખાધું નથી, અને તું જ્યાં સુધી પેટ ખોલીને મને વાત નહિ કરે ત્યાં સુધી હું જમવાની પણ નથી.'

લોઢું બરાબર તપ્યું છે એમ સમજીને ડોક્ટરે ઘા મારવાનો નિર્ણય કરી લીધો. ડોક્ટરે કહ્યું : 'બા ! હમણાં પ્રેક્ટીસ બરાબર નથી ચાલતી.' કારણ ? માએ પૂછતા ડોક્ટરે કહ્યું : 'બા ! મને રોજ અપશુકન થાય છે ?' ચમકીને માએ પૂછ્યું : 'બેટા ! કોના અપશુકન થાય છે ?' ડોક્ટર બોલ્યો : 'મા ! ખોટું નહિ લગાડતી. મેં નિતિશાસ્ત્રમાં વાંચ્યું છે, ઘરેથી બહાર નીકળતી વખતે જો વિધવા સ્ત્રીના દર્શન થાય તો અપશુકન થાય....અને મા ! હું રોજ ઘરેથી બહાર નીકળું છું....ત્યારે તારા દર્શન થાય છે...માટે મને અપશુકન થાય છે....'

કેવું આશ્ચર્ય ! જે દીકરાને પેટમાં નવ મહિના રાખ્યા પછી પ્રત્યેક પળે / પ્રત્યેક ક્ષણે મા જેના દર્શન ઝંખતી હતી, જેના દર્શનને

જગતનું શ્રેષ્ઠ શુકન સમજતી હતી, એ જ માના દર્શન આજે દીકરાને અપશુકન લાગે છે. જે **'મા'માં એણે ભગવાનના દર્શન કરવાના હતા, એ 'મા'માં એને વિધવા નારીના દર્શન થાય છે.**

કોઇ કવિએ સાચ્ચું જ કહ્યું છે :

**'વૃદ્ધાવસ્થાની આ દશા કેવી તો કવરાવે છે...**
**વહુ તો ઠીક, દીકરો પણ કેવું સંભળાવે છે ?'**

દીકરાના મોઢે આ વાક્ય સાંભળીને એકવાર તો પગ નીચેથી ધરતી ખસી રહી હોય એવો માને અનુભવ થયો, પણ બીજી જ ક્ષણે એણે પોતાની જાતને સંભાળી લીધી. આપઘાત કરવાનું મન થઇ જાય એવી આઘાતજનક પીડાને એણે પચાવી લીધી. એણે કહ્યું : 'બેટા ! જો આ જ વાત હતી તો તું આટલા દિવસ સુધી કેમ બોલ્યો નહિ. તારે મને પહેલા જ દિવસે વાત કરવી હતી ને ! તો તારે આટલા દિવસ ભૂખ્યા તો ન રહેવું પડત.' દીકરા પ્રત્યેની નિર્મળ લાગણી એના વાક્યે વાક્યે અને શબ્દે શબ્દે તરવરતી હતી. આ મા છે....એને પોતાના દુ:ખની ચિંતા નથી, એને દીકરાની ભૂખની ચિંતા છે.... **સંતાનના સુખે સુખી ને દીકરાના દુ:ખે દુ:ખી થાય એનું નામ મા.**

'બેટા ! આવતી કાલથી તું દવાખાને જઇશ, પછી જ હું મારા રૂમમાંથી બહાર નીકળીશ. આપણો બંગલો વિશાળ છે. મારો પણ આ બંગલામાં સ્વતંત્ર કમરો છે. તું દવાખાને જવા દસ વાગે નીકળે છે તો સવારે દસ વાગ્યા સુધી હું મારા કમરામાં જ રહીશ.'

ડોક્ટર જેવો બેડરૂમમાં ગયો કે પત્નીએ પૂછ્યું : "કેમ ? શું થયું ? મારો આઇડીયા પાસ થયો ?" ડોક્ટરે કહ્યું : "પચાસ ટકા" એટલે ?

"એટલે બા એમ કહે છે કે આવતી કાલથી તું દવાખાને જઇશ પછી જ હું આ ઘરમાંથી બહાર નીકળીશ." "ઓહ ! આ તો ડોશી પાછી ઘરમાં જ ભરાઇ ગઇ." પત્નીએ ફરી પાછો ડોક્ટરના કાનમાં મંત્ર ફૂંક્યો.

બીજા દિવસથી દવાખાનેથી આવીને ડોક્ટરે ફરી પાછું પહેલા જેવું નાટક શરૂ કરી દીધું. મા રોજ પૂછતી રહી, ડોક્ટર રોજ જમ્યા વગર ઉભો થતો રહ્યો. આખરે એક દિવસ માએ સમ ખાઇને પૂછ્યું : "બેટા ! હવે શું છે ? હવે તો તારા ગયા પછી જ હું ઘરમાંથી બહાર નીકળું છું. હવે શું છે તારા મનમાં ? જે હોય તે કહી દે....મને જરાય ખોટું નહિ લાગે !"

ડોક્ટરે કહ્યું : "મા જેમ વિધવાના દર્શન અપશુકન છે, એમ વિધવાનું સ્મરણ પણ અપશુકન છે. હું જ્યારે ઘરેથી દવાખાને જવા નીકળું છું, ત્યારે તારા રૂમ પાસેથી જાઉં છું....અને એ વખતે મને તારું સ્મરણ થઇ આવે છે. આ અપશુકનના કારણે મારી પ્રેક્ટીસ બરાબર જામતી નથી."

ડોક્ટરની આ વાત સાંભળીને માએ કહ્યું : 'બેટા ! મને તો કાંઇ સમજાતું નથી. હવે તું જે કહે તે કરવા હું તૈયાર છું.'

ડોક્ટરે ધીરે રહીને કહ્યું : "બા ! એક કામ કરીએ. આપણા શહેરમાં અત્યારે એક ઘરડાઘર ખૂલ્યું છે. અમે તને ત્યાં મૂકી આવીએ. ત્યાં તારી બરાબર સંભાળ લેવાશે, અને અમે પણ તને દર મહિને ૫૦૦ રૂપિયાનું મનીઓર્ડર કરતા રહેશું." હાય ! જે માએ પોતાના સંતાનને પોતાના ભાવિનો આધાર માનેલો, હૈયાનો હાર સમજેલો, આંખોનો તારો ગણેલો, કુટુંબનો સિતારો કહેલો....એ જ સંતાન સગી માને ઘરના ઘરમાંથી ઘરડાઘરમાં રવાના કરવા તૈયાર થયો. આ તો કેવું થયું ? આધાર જ આપઘાતનું સ્થાન બની ગયો. રક્ષક જ

ભક્ષક બની ગયો. અમૃત જ ઝેરનું કારણ બની ગયું. સંજીવની ઔષધિ જ વિષની વેલડી બની ગઇ. ડાળી જ કુહાડો બની ગઇ.

એક ગુજરાતી કવિએ ક્યાંક કહ્યું છે :

'ડાળીને વેંઢારતી વેળા
ઝાડને એ ખબર નથી હોતી
કે પોતાને ત્યાં
કુહાડીનો ટેકેદાર ઉછરી રહ્યો છે.'

ઘરડાઘરમાં મા બાપને રવાના કરનાર સંતાનને જોઇને ક્યારેક એવું કહેવાનું મન થઇ જાય છે...કે તારી માએ ભૂલ કરી...તને જનમ આપીને અનાથાશ્રમમાં ન મૂક્યો. જો તને અનાથાશ્રમમાં મૂકી દીધો હોત તો એને આજે ઘરમાંથી જવાનો વારો ન આવત.

"દીકરા ! જેવી તારી ભાવના. હું ઘરડાઘરમાં જાઉં, એમાં જો તું રાજી હોય તો હું ખુશીથી જવા તૈયાર છું. તારી ખુશીમાં મારી ખુશી છે. તારી નારાજગીમાં મારી નારાજગી છે."

અને એક શુભદિવસે (!) સારું ચોઘડીયું જોઇને દીકરો માને ઘરડાઘરમાં મૂકી આવ્યો.

જે માએ પોતાના દીકરાને જન્મ આપતી વખતે કોઇ દિવસ, કોઇ મુહૂર્ત કે કોઇ ચોઘડીયું જોયું ન હતું, એ માને કમબખ્ત દીકરો સારું ચોઘડીયું જોઇને ઘરડાઘરમાં મૂકે છે. મા પાછી ઘરે ન આવી જાય એટલા માટેસ્તો.

આ એ દેશ છે...જ્યાં એક ખેડૂત પણ પોતાના ઘરડા, અશક્ત એવા ઢોરને કતલખાનામાં કે પાંજરાપોળમાં ન મોકલતા જિંદગી સુધી

સાચવે છે, એ દેશમાં એક દીકરો પોતાના જન્મદાતા મા/બાપને ઘરડા થયા પછી ઘરડાઘરમાં ધકેલવા તૈયાર થાય છે.

ડોક્ટર પોતાના રૂટીનમાં લાગી ગયો. પત્ની આઝાદ બની ગઇ. દિવસો અને મહિનાઓ વીતવા લાગ્યા. પ્રત્યેક મહિને ૫૦૦ રૂપિયાનું મનીઓર્ડર ઘરડાઘરમાં નિયમિત પહોંચી જતું હતું પણ ડોક્ટર કે પત્નીને મા પાસે જવાની પણ ફુરસદ ન હતી.

એક વાત ધ્યાનમાં લેજો....ઊંમરલાયક બની ચૂકેલા મા-બાપોને તમારી સંપત્તિની, તમારા સુખના સાધનોની કે તમારી સત્તાની જરૂર નથી. એમને તો જરૂર છે દિવસના ૨૪ કલાકની ૧૪૪૦ મિનિટમાંથી તમારી માત્ર ૧૦ મિનિટનો સમય. એમને જરૂર છે તમારા સ્નેહની. એમને જરૂર છે તમારા તરફથી મળતી સહાનુભૂતિની.

ઘડીયાળમાં ત્રણ કાંટા હોય છે. સેકંડ કાંટો, મિનિટ કાંટો અને કલાક કાંટો. સેકંડ કાંટો બહુ જલ્દી પોતાનો રાઉંડ પૂરો કરી નાંખે છે. મિનિટ કાંટાને ચક્કર મારતા થોડો સમય લાગે છે. જ્યારે કલાક કાંટાને એક આંટો મારતા સહુથી વધુ સમય લાગે છે.

સેકંડ કાંટો એ બચપણનું પ્રતીક છે. મિનિટ કાંટો એ યુવાનીનું ચિન્હ છે અને કલાક કાંટો એ ઘડપણની નિશાની છે.

બચપણ ક્યારે પૂરું થઇ જાય છે એની ખબર નથી પડતી. યુવાની વીતતા થોડી વાર લાગે છે. જ્યારે ઘડપણના એકેક દિવસ એકેક વરસ જેવા ભારે લાગતા હોય છે.

બીજી રીતે કહું તો બચપણ સવાર જેવું છે. ઝટપટ પૂરી થઇ જાય છે. જુવાની બપોર જેવી છે. બપોરને વીતતા થોડી વાર લાગે છે.

જ્યારે ઘડપણ રાત્રિ સમાન છે. શિયાળાની લાંબી રાતમાં કોઇ આપણને જાગવાનું કહે તો એક રાત આપણને એક વર્ષ જેવી લાગે... એવું જ ઘરડાઓ માટે હોય છે. એમની વૃદ્ધાવસ્થા ઝટ પસાર નથી થતી...

બરાબર ૩૦ મહિના પસાર થઇ ગયા. એક દિવસ દવાખાનામાં ફોનની ઘંટડી રણકી. ડોક્ટરે રિસિવર ઉઠાવ્યું. સામે છેડે ડોક્ટરની મોટી બેન હતી. એણે કહ્યું : 'ભાઇ ! હું ઘરડાઘરમાંથી બોલું છું, બાની તબિયત સિરિયસ છે. એને સિરિયસ એટેક આવી ગયો છે. એ તને બહુ યાદ કરે છે.' ડોક્ટરે કહ્યું : હમણા મને સમય નથી. દવાખાનામાં પેશન્ટ્સ ઘણા છે. સાંજે દવાખાનું બંધ કરીને આવું છું. તું અત્યારે બાની દવા કર. પૈસા જે થશે તે હું આપી દઇશ. ડોક્ટર આગળ બોલવા જાય, એ પહેલા જ સામેથી ફોન કટ થઇ ગયો.

શું કમાલ છે ? **મરતી મા જીવતા દીકરાના વિચાર કરે છે.... ત્યારે જીવતા દીકરાને મરતી માની કોઇ પડી નથી.**

ડોક્ટર સાંજે દવાખાનું બંધ કરીને ઘરે આવ્યો. પત્નીને વાત કરી. પત્ની સાથે ગાડીમાં જેવો ઘરડાઘરમાં પહોંચ્યો કે સામે જ મોટી બેન મળી. કેમ છે બાને ? બા...અત્યારે જ બે મિનિટ પહેલા જ તને યાદ કરતા કરતા એણે પોતાના પ્રાણ છોડ્યા....ભાઇ ! બા તને જતા જતા ખૂબ યાદ કરતી હતી. એને અહીંના સંચાલકોએ જ્યારે પૂછ્યું હતું કે માજી ! તમારી કોઇ ઇચ્છા છે ? ત્યારે એણે એટલું જ કહેલું કે....'મારે એક વખત મારા દીકરાનું મોઢું જોવું છે.'

ડોક્ટર સ્તબ્ધ બની ગયો. એણે પૂછ્યું : બા બીજું કાંઇ કહેતી ગઇ છે ? બેને કહ્યું : ખાસ કાંઇ કહ્યું નથી, પણ આ પાઉચ તને આપવાનું કહી ગઇ છે.

ડોક્ટરે તરત પાઉચ ખોલ્યું....અંદરથી પૂરા ૧૫૦૦૦ રૂપિયા બહાર નીકળ્યા...દર મહિને કરેલા ૫૦૦ રૂપિયાના મનીઓર્ડરની પુરી રકમ અકબંધ હતી. ડોક્ટર વિચારમાં પડી ગયો. એણે એની બેનને કહ્યું : "આ રૂપિયા મેં બાને રાખવા ન'તા આપ્યા, વાપરવા આપ્યા હતા. મને લાગે છે....બાએ આમાંથી એક રૂપિયો વાપર્યો નથી, કમસે કમ પોતાની માંદગીમાં તો એણે વાપરવા હતા."

લાગ જોઇને બેને કહ્યું : 'ભાઇ ! આ અવસ્થામાં બાને તારા પૈસાની ભૂખ ન હતી, તે તો પુત્રના પ્યારની ભૂખી હતી. એને દોલતની જરૂર ન હતી, એને તો દીકરાના દર્શનની જરૂર હતી. એને તારી સંપત્તિની ગરજ ન હતી એને તો સંતાનના સ્નેહની ગરજ હતી.

૧૫૦૦૦ રૂપિયા ગણીને ડોક્ટર પાઉચમાં મુકવા ગયો, ત્યાં પાઉચના ખૂણામાં એક નાનકડી ચીઠ્ઠી દેખાણી. ડોક્ટરે ચીઠ્ઠી ખોલીને વાંચી...મોતના બીછાને પડેલી માએ લથડાતી કલમે લખ્યું હતું...

'બેટા ! મારી અંતિમ ઇચ્છા હતી કે એક વખત મરતા પહેલા તારું મોઢું જોઇ લઉં. તું આવ્યો નહિ એટલે મારી ઇચ્છા અધૂરી રહી છે. બાકી આ ઘરડાઘરમાં મને કોઇ ચિંતા નથી. અમારી બધી જ કાળજી લેવાય છે. અધૂરામાં તું દર મહિને ૫૦૦ રૂપિયાનું મની ઓર્ડર મોકલાવે છે. દીકરા ! અહીં મારે એક રૂપિયાની જરૂર નથી. તેં મોકલાવેલા બધા રૂપિયા મેં સાચવીને રાખ્યા છે. મારા મૃત્યુ પછી આ રૂપિયા તું સાચવજે. દીકરા ! તું તો મારો પ્યારો દીકરો છે... ઘરડાઘરમાં મોકલ્યા પછી પણ તેં મારી કેટલી ચિંતા કરી છે. આવતી કાલે તારો દીકરો પણ મોટો થશે. એને ય ઘરમાં વહુ આવશે. એ બંને

ભેગા મળીને તમને ઘરમાંથી કદાચ બહાર કાઢે ત્યારે કદાચ એક રૂપિયો પણ તમને નહિ આપે...તો એ વખતે તમને આ ૧૫૦૦૦ રૂપિયા કામ લાગશે. તું સદા સુખી રહેજે.'

આટલું વાંચતા જ ડોક્ટર ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો. 'મા' એ કયું તત્વ છે એનો એને આજે જ ખ્યાલ આવ્યો. પણ અફસોસ ! એ ખ્યાલ આવ્યો ત્યારે બહુ મોડું થઇ ગયું હતું.

**अब पछताये क्या होत, जब चीडीया चूग गइ खेत ।**

ગુજરાતી કવિ બોટાદકરની સરસ કવિતા છે...

**મીઠાં મધુ ને મીઠાં મેહુલા રે લોલ...**
**એથી મીઠી તે મોરી માત રે...**
**જનનીની જોડ સખી નહિ જડે રે લોલ...**

આ દુનિયામાં પેંટ અને શર્ટની જોડ મળશે, કાનની એરિંગની કે હાથની બંગડીની જોડ મળશે. અરે, એક બૂટ ખોવાઇ ગયો હશે તો બીજો સેઇમ અને મેચ થાય એવો બૂટ મળશે. બધાની પેર મળશે પણ ધોળે દિવસે દીવો લઇને નીકળી પડશો તો ય આપણી માને મળતી આવે એવી મા નહિ મળે.

સંપત્તિના જોરે આ દુનિયામાં બધું ખરીદી શકાય છે. ગાડી, બંગલો, કપડાં, ઘરેણાં, ખાવા પીવાની આઇટમ વગેરે બધું જ મેળવી શકાય છે...પણ મા-બાપ ક્યારેય સંપત્તિથી મેળવી શકાતા નથી.

યાદ રાખજો, પત્નીની હજી પસંદગી થઇ શકે છે...પણ માબાપની પસંદગી નથી થતી. મા-બાપ તો જે હોય, જેવા હોય એ આપણા માટે આરાધ્ય છે.

**આ દુનિયાના બે મોટા કલંક છે :**

**મા વિનાનું ઘર અને**

**ઘર વિનાની મા.**

મા-બાપનું આયુષ્ય પૂરું થતા ઘર મા-બાપ વગરનું થઇ જાય તે હજી સમજ્યા. આ કલંકનું નિવારણ આપણા હાથમાં નથી પણ મા-બાપને જ્યારે ઘરડાઘરમાં ધકેલી દેવામાં આવે છે ત્યારે દીકરાના કપાળે બીજું કલંક ચોંટે છે.

વર્તમાનકાળમાં ખૂલતાં ઘરડાઘરોને જોઇને રાજી ન થશો. ઘરડાઘરો એ આ દેશની શોભા નથી પણ કલંક છે. તંદુરસ્તીનું નહીં પણ બિમારીનું પ્રતીક છે. આનંદદાયી બીના નથી પણ શોકદાયી ઘટના છે. કૃતજ્ઞતાનો ગુણ કેટલી હદે નીચો ગયો હશે તેનું પ્રતીક છે. સમાજ હવે સડી ગયો છે, સહુ સ્વાર્થી અને સ્વકેદ્રિત બન્યા છે માટે જ ઘરડાઘરો વધારવા પડે છે. ઘરડાઘરને વૃદ્ધાશ્રમ કહે છે. વૃદ્ધો માટે એ ભલે આશ્રમ હશે પણ સંતાનો માટે તો શરમ છે શરમ. ઘરડા મા-બાપ વાસી લાગે છે...એટલે એમને આશ્રમવાસી બનાવવાના મન થાય છે. ઉપકારી મા-બાપોને જેઓ ઘરડાઘરમાં રવાના કરે છે તેમને આવતા ભવમાં રહેવા માટે ઝૂંપડપટ્ટી પણ મળશે કે કેમ એ પ્રશ્ન છે ? જે મા-બાપે પોતે ઘર બનાવ્યું, એ ઘરમાં જ્યારે સ્થાયી બનવાનો પ્રસંગ આવ્યો ત્યારે જ એ ઘરમાંથી એમની હકાલપટ્ટી કરવામાં આવે....ત્યારે એમના કાળજામાં શું વીતતું હશે એ તો એ જ જાણે.

તમે કાન ખોલીને સાંભળી લો....**જે ઘરમાં મા-બાપ નથી એ ઘર ઘર નથી પણ સ્મશાન છે.** એલેક્ષહેલેએ પોતાના Roots નામના

પુસ્તકમાં લખ્યું છે...મા-બાપ/દાદા-દાદી તો ઘરનું મૂળ છે. જેમ મૂળ વગર ઝાડ નહિ, તેમ વડીલો વગરનું ઘર એ ઘર નથી.

તમે કદાચ મા-બાપને વૃદ્ધાશ્રમમાં રવાના કરી દેશો તો એમને કોઇ નુકશાન નથી જવાનું...એમને કોઇ ફરક નથી પડી જવાનો. એમનું વાત્સલ્ય તો એવું ને એવું જ રહેવાનું છે. મેં એવા મા-બાપને જોયા છે કે જેઓએ ઘરડાઘરમાં ગયા પછી રવિવારે બનેલી મીઠાઇને સાંજ સુધી સાચવી રાખી હોય. એને પૂછીએ : કેમ ? તો કહેશે કે આજે રવિવાર છે એટલે મારો દીકરો સાંજે મને મળવા આવશે. એને આ મીઠાઇ બહુ ભાવતી. અમે ઘરે હતા ત્યારે એને અવારનવાર આ મીઠાઇ બનાવી આપતા.

મા-બાપના ઘરમાંથી ચાલ્યા જવાથી મા-બાપને કોઇ નુકશાન નથી... જે નુકશાન થવાનું છે એ તમને થવાનું છે. સાંજ પડે ને તમારા દીકરાઓને ખોળામાં બેસાડીને સારી વાર્તાઓ અને સારા સંસ્કારો કોણ આપશે ?

કેટલાક દીકરાઓ ઘરડાઘરને બદલે મા-બાપને ગામડે રવાના કરી દે છે. પોતે શહેરમાં મજા કરે, મા ગામડામાં મરવાને વાંકે જીવે. એને પૂછીએ કે કેમ માજીને ઘરે નથી લાવતા. તો કહેશે કે બા પહેલેથી જ ગામડે રહેવા ટેવાયેલા છે...એટલે એમને શહેરમાં ફાવતું નથી. એને પૂછવાનું મન થાય કે અલ્યા, માજીને ફાવતું નથી કે તારી ઘરવાળીને માજી સાથે ફાવતું નથી.

તમે તમારા મા-બાપને કદાચ ઘરડાઘરમાં કે ગામડે ય ન મોકલ્યા હોય, અને ઘરમાં જ રાખ્યા હોય તો એમાં કાંઇ બહુ મોટી ધાડ નથી મારતા. તમે તમારા મા-બાપને સાચવો છો એ તમારી ફરજ છે, એ તમારું કર્તવ્ય છે. તમારે જિંદગીના છેલ્લા શ્વાસ સુધી તમારા મા-બાપને વળગી રહેવું જોઇએ.

મેં સાંભળ્યું છે...દીકરાઓ જ્યારે મોટા થાય છે, ત્યારે ભાગલા પાડવામાં આવે છે. ઘરના, ઘરેણાંના, દુકાનના, પૈસાના, કપડાંલતાના... અને છવેટે મા-બાપના (!) ય ભાગલા પડે છે. **જે માને નવ નવ મહિના સુધી દીકરાનો ભાર ભારે ન'તો પડ્યો તે દીકરાને મા-બાપનો ખર્ચો ભારે પડે છે...** સ્વજનનું એને વજન લાગે છે. જિંદગી આખી શું મારે જ સાચવવાના ? આવો વિચાર આવી જાય છે. એટલે મા-બાપના વારા બંધાય છે. ત્રણ દીકરા હશે તો ચાર ચાર મહિનાના મા-બાપના વારા બંધાશે. ચાર મહિના મોટાને ત્યાં, ચાર મહિના વચલાને ત્યાં અને ચાર મહિના નાનાને ત્યાં. મા-બાપ એટલે જાણે ફુટબોલ. ફુટબોલને અહીંથી લાત મારો એટલે ત્યાં જાય અને ત્યાંથી લાત મારો એટલે બીજે જાય. આ વાતને તમે હસીને કાઢી નહિ નાંખો...જરા સીરીયસલી લેતા જાવ.

મેં તો ત્યાં સુધી સાંભળ્યું છે કે ચાર મહિનાની ઉપર જો બે દિવસ મોટાને ત્યાં વધી ગયા હોય તો જેઠાણી દેરાણીને ફોન કરી દેશે કે અમારો વારો પૂરો થઇ ગયો છે, તમારો શરૂ થઇ ગયો છે. તમે આવીને મા બાપને લઇ જાવ અને વધારાના બે દિવસનું ભાડું ચૂકવી જાવ. અરે, મા-બાપના વારા પડે એ તો હજી ગૌણ વાત છે, પણ ક્યારેક તો એવું બને છે...બે દીકરા હોય, સ્થાવર-જંગમ સંપત્તિના સરખે સરખા ભાગ પડે, સાથે મા-બાપના ય ભાગ પડે. એટલે કે એકના ઘરે મા રહેવા જાય અને બીજાના ઘરે બાપ રહેવા જાય. આખી જિંદગી સુધી બંનેને અલગ પાડી દેવામાં આવે. આ બહુ ક્રૂર, પાશવી અને જંગલી રીત છે. તમે વિચાર કરો...આખી જિંદગી સુધી જેઓ સાથે રહ્યા હોય, એને જ્યારે એક બીજાની હૂંફની, સહાયની ખરી જરૂર હોય ત્યારે જ એમને છૂટા પાડી દેવામાં આવે તે વખતે એમના પર શું વીતતું નહિ હોય ? છતી આંખે

બીચારા આંધળા બની જતા હોય છે. છતે પગે બીચારા લંગડા બની જતા હોય છે. છતે શરીરે બીચારા માયકાંગલા બની જતા હોય છે.

ચંપકલાલ વ્યાસે લખ્યું છે....

**'પિતાની ઝૂંપડી મધ્યે પાંચ પુત્રો વસી શકે,**
**પુત્રના પાંચ બંગલામાં એક બાપ રહી શકે ?'**

૮" X ૮"ની ઝૂંપડપટ્ટીમાં એક બાપ પાંચ દીકરાઓને આસાનીથી ઉછેરી શકે છે, પણ પાંચ દીકરાના પાંચ બંગલામાં એક બાપ સચવાઇ શકતો નથી.

ઘર નાનું પડે છે માટે મા-બાપને અલગ કર્યા છે એવું જો કોઇ કહેતું હોય તો એને મારે કહેવું છે કે ઘર નાનું નથી પડતું, તારું દિલ નાનું પડે છે. પહેલા દિલમાં દીવાલ ઉભી થાય છે, પછી ઘરમાં દીવાલ ઉભી થાય છે.

મને અમદાવાદમાં એક વૃદ્ધભાઇ મળેલા. મને કહે : સાહેબજી ! શહાપુરમાં ઘર છે, પણ ઘરમાં વસાવવા યોગ્ય સામગ્રી નથી. મેં કહ્યું : કેમ ? તમારે દીકરા નથી ? મને કહે : દીકરા તો ત્રણ છે...ત્રણેયને ઘેર ફરવા માટે ગાડી છે, મારે ઘેર જમવા માટે થાળી ય નથી. દીકરાઓએ અમને ઘરમાંથી તરછોડી દીધા છે. ગમે તેવી કઠણ છાતીવાળો, લોખંડી મનોબળવાળો બાપ પણ બે જગ્યાએ ઢીલોઘેંસ થઇ જાય છે. એક તો દીકરી ઘર છોડે ત્યારે, અને બીજું દીકરો તરછોડે ત્યારે. યાદ રાખજો, **મા-બાપને પારકાના ત્રાસ કરતા સગા દીકરાઓના ત્રાસ વધુ પીડાદાયક બને છે.**

**એક મા પોતાના પેટમાં એક સાથે બે બાળકને નવ-નવ મહિના સુધી સાચવી શકે છે...પણ બે દીકરા એક માને સાચવી શકતા નથી.**

ટ્વીન્સ-જોડીયા બાળક આવે તો ક્યારેય મા એવું નહિ ઇચ્છે કે એકનું એબોર્શન થાય અને બીજાનો જન્મ થાય. મા માટે તો બે ય સરખા હોય છે. દીકરો ડાહ્યો હોય કે ગાંડો હોય, કાળો હોય કે રૂપાળો હોય, શ્રીમંત હોય કે ગરીબ હોય, તંદુરસ્ત હોય કે રોગી હોય, બોલતો હોય કે મૂંગો હોય...માને મન તો બધા જ સરખા હોય છે.

આવા વાત્સલ્યમૂર્તિ માતાપિતાની તમામ સેવા આપણે કરવી જોઇએ. એમને સારામાં સારા વસ્ત્રો આપવા. એમના કપડાં કે ઘરેણાં આપણે ન વાપરવા. એમને જે ગમતું હોય તે કરી આપવું. એમને જે ન ગમતું હોય તે ન કરવું. આપણે ટી.વી. જોઇએ, ઉદ્‌ભટ કપડા પહેરીએ, ગંદા મિત્રો સાથે રખડીએ, મોડી રાત સુધી બહાર ભટકીએ... એ બધું એમને ન ગમતું હોય તો નહિ કરવું. કોઇપણ કામ કરતા પહેલા મા-બાપને પૂછો. એમને ન પૂછો તો છેવટે આપણા આત્માને પૂછવું કે હું આ કરીશ....એ મારી માને ગમશે કે નહિ ?

શ્રીમંત ઘરની કન્યાને મધ્યમવર્ગીય યુવક સાથે પ્રેમ થયો. છોકરીએ માને વાત કરી. માએ તપાસ કરીને છોકરીને ના કહી. જુવાનીના તોરમાં મા-બાપની ઉપરવટ જઇને ભાગીને છોકરીએ એ યુવક સાથે લગ્ન કર્યા. થોડા જ દિવસમાં છોકરી રડતી રડતી ઘરે આવી. માએ કારણ પૂછતા એ બોલી : મમ્મી ! એને મારામાં રસ ન હતો, મારા પૈસા અને મારા રૂપમાં રસ હતો. મારા તરફથી જોઇએ તેટલા પૈસા ન મળ્યા, અને મારા કરતા વધુ રૂપાળી છોકરી મળી એટલે એણે મને ધક્કો મારીને ઘરમાંથી કાઢી મૂકી. મમ્મી ! તારું કહ્યું ન માન્યું તેનો બદલો આ જ ભવમાં મને મળી ગયો છે.

જનરેશન ગેપના નામે મા-બાપની વાતોને ઓર્થોડોક્ષ કહીને ઉડાવી ન દો. તેઓ જે કાંઇ પણ કહે છે...એમાં તેમનો અનુભવ કામ

કરતો હોય છે. કેટલીક વાતો તો એમના ખુદના જીવનમાં જ વીતેલ હોય છે. આવા અનુભવોને નજર સામે રાખીને કોઇ કાર્યમાં તેઓ તમને ના કહે તો તમારે ન કરવું જોઇએ. એમ કરવામાં તમને એકાંતે લાભ જ છે, નુકશાન જરાય નથી. તમને નુકશાન જાય એમાં એમને કયો ફાયદો થઇ જવાનો છે ? એમનો કયો સ્વાર્થ સધાઇ જવાનો છે ?

માટે કહું છું...એમની ઇચ્છા મુજબનું બધું જ કરવું. હા, સાથે એ ખ્યાલ રાખવાનો કે જો **એમની ઇચ્છા લોકવિરુદ્ધ કે ધર્મવિરુદ્ધ હોય તો તે પુરી ન જ કરવી.** અજ્ઞાનને કારણે કે મોહને લીધે જો તેઓ ચારિત્રમાં અંતરાય કરતા હોય તો પ્રેમથી સમજાવવું. ન સમજે તો એમની ભાવદયા ચિંતવીને ચારિત્ર સ્વીકારવું. આવી રીતે ચારિત્ર લેવાથી મા-બાપનો અવિનય નથી થતો, કારણકે ચારિત્ર લીધા પછી સતત મા-બાપ કઇ રીતે વધુને વધુ ધર્મના માર્ગે જોડાય તેની કાળજી રાખવાની હોય છે.

ચારિત્ર ન લેતા કદાચ ઘરમાં રહીએ તો તેમના વિનયમાં કોઇ કમી ન રાખવી. તેઓ નીચે જમીન પર બેઠા હોય તો આપણે સોફા પર ન બેસાય. તેઓ ઘરમાં પગ મૂકે એટલે આપણે બેઠા હોઇએ તો તરત જ ઉભા થઇ જવું જોઇએ. આપણું નાનકડું પણ કામ એમની પાસે ન કરાવાય. આજના જમાનામાં આવી બધી વાતો બકવાસ જેવી લાગશે.

કોઇ દીકરો અને વહુ કદાચ આવો વિનય કરશે તો એને ભગત અને મણિબાઇ કહીને ફીરકી ઉતરશે. કારણ કે આજના દીકરાઓ અને વહુઓ ઘરડા માબાપોને કેળાની છાલ સમજી બેઠા છે. છાલ કેળાને વળગીને રહે ત્યાં સુધી ઠીક છે, જેવી કેળાથી છૂટી પડે એટલે જાય કચરાપેટીમાં. એમ મા બાપના હાડકાં જ્યાં સુધી ચાલે ત્યાં સુધી મા-

બાપ ઘરમાં વહાલા લાગે, સારા લાગે છે. જે દિવસે એમના હાડકાં કામ કરતા બંધ થઇ જાય, તે દિવસથી ઘરડાઘરમાં રવાના કરાય. લોકલાજે કદાચ ઘરડાઘરમાં ન મોકલે તો ઘરના ખૂણામાં ધકેલાઇ જાય. જ્યાં એમની કિંમત ઘરના ઘાટી કે કામવાળી જેટલી પણ નથી હોતી. એમના આરોગ્યની કે એમની અનુકૂળતાની ઘરમાં કોઇને પડી નથી હોતી. એમના કપડાં અને વાસણો ય એમને જાતે ધોવા પડે છે. એમની મેલીઘાણ અને ગંધ મારતી ચાદર કે શાલને ધોઇ આપવાની કે ઘાટી પાસે ધોવડાવી આપવાની ય કોઇને ફુરસદ નથી હોતી.

મા બાપના કામ કરી આપવાના તો ઘેર ગયા, પોતાના કામ મા-બાપ પાસે કરાવતા ય આજના સંતાનોને શરમ નથી આવતી. અમે તમારા ઘરે ગોચરી વહોરવા આવીએ ત્યારે ક્યારેક એવા દ્રશ્યો પણ જોવા મળે છે કે છોકરો સોફા પર બેઠો હોય, ટી.વી. જોતો હોય, રિમોટથી ચેનલો બદલતો હોય અને ઘરમાં બિચારી મા રસોડામાં ધૂમાડો ખાતી ખાતી કામ કરતી હોય. ત્યાં અચાનક છોકરાનો ઓર્ડર છૂટે....'મમ્મી મને પાણી આપજે ને.'

આ જોઇએ ત્યારે એમ થાય કે મા કામ કરી રહી છે, છોકરો જુવાનજોધ થઇ ગયો છે, સોફા પર બેઠો બેઠો ટી.વી. જુએ છે ને માને પાણી લાવવાનો હુકમ કરે છે.

આવો હુકમ કરતાં એને શરમ નહિ આવતી હોય ?

હા, જ્યારે તમે નાના હતા ત્યારે તમારી માએ તમને પાણી પાયું, દૂધ પાયું, તમારા માટે બધું જ કર્યું ! માની તમે ઘણી સેવા લીધી. પણ હવે તમે મોટા થયા, સશક્ત થયા, પછી પણ મા તમારી સેવા જ કર્યા કરે ?

હવે તો એ દિવસો આવ્યા છે કે તમારે માને કહેવું જોઇએ કે 'મા ! તેં અમારા માટે ઘણું કર્યું, મારી સેવામાં તેં તારી જાતને ઘસી નાંખી. પણ હવે અમે મોટા થઇ ગયા છીએ. હવે અમે તારી સેવા કરીશું. તું શાંતિથી બેસ, ચાલ હું તને પાણી પાઉં.' કહ્યું છે ક્યારેય આવું તમે તમારા મા-બાપને ? કોઇને મા-બાપની પડી નથી. સહુ પોતપોતાના વ્યવહારો, ફેશનો અને નખરામાં મસ્ત હોય છે. ઘરના વૃદ્ધો એમને જોવાય ગમતા નથી હોતા. એટલે જ ઘરમાં કોઇ મહેમાન આવે ત્યારે મા-બાપને કડક સૂચના અપાઇ જાય છે...તમારે બહાર આવવાનું નહિ, અંદર જ રહેવાનું. તમને બોલતા નથી આવડતું, તમે બાફી મારો છો...આવું કહીને ઘણા દીકરાઓએ સ્ટેઓર્ડર મૂકીને મા-બાપ માટે ડ્રોઇંગરૂમમાં ૧૪૪ની કલમ ઠોકી મારી છે.

ક્યારેક બહાર ફરવા જવાનું થાય છે, જાત્રા કરવા જવાનું થાય છે...તો ઘરના બધા સભ્યોનો નંબર લાગશે, પણ ઘરડા મા-બાપોનો નથી લાગતો. 'ત્યાં તમારું કામ નહિ, તમે ઘરમાં બેસી રહો, તમે બંગલો સંભાળજો, ત્યાં તમારી તબીયત બગડે તો ખોટા હેરાન થાવ, અને અમે બધા પરેશાન થઇએ તે વધારામાં' આમ કહીને એમને ઘરમાં બેસાડી દેવામાં આવે છે. રે ! ક્યારેક તો મા-બાપને આપઘાત કરવાનું મન થઇ જાય એટલી હદે તેઓ ત્રાસ આપતા હોય છે.

મેં એવા પણ સંતાનો જોયા છે કે જેઓ પોતાના મા-બાપની સામે બોલતા હોય, એમને ગાળો આપતા હોય, અરે, આવેશમાં આવીને ક્યારેક એમના પર હાથ ઉગામી લેતાં સંતાનોને ય મેં જોયા છે. એટલું જ નહિ, મેં એવું પણ સાંભળ્યું છે...બિમાર માની સેવાથી કંટાળીને દીકરાઓએ જ એને ખતમ કરી નાંખી.

**માની હત્યા :**

એ વૃદ્ધ-વિધવા માને લકવો લાગુ પડી ગયો હતો. તે જાતે ઉભી થઇ શકતી ન હતી. રોજ પોતાના કપડાં અને પથારી બગાડી દેતી હતી. એને લીધે દીકરાઓ ક્યારેય બહાર ફરવા જઇ શક્તા ન હતા. પત્નીઓ ઘરે એમની સેવા કરી કરીને કંટાળી ગઇ હતી. હરવા ફરવાની એમની ઇચ્છાઓ પૂરી ન થતી હોવાથી તેમને એમ લાગતું હતું કે અમે જેલમાં છીએ. એમણે પોતાના પતિદેવોના કાન ફૂંકવા માંડ્યા. એક દિવસ માને એમને એમ મૂકીને બધા જ પીકચર જોવા ગયા. મોડી રાત્રે દીકરાઓ જ્યારે ઘરે પાછા ફર્યા ત્યારે જોયું તો બાએ આખી પથારી ભરી મૂકી હતી. ગુસ્સામાં આવીને આ કમબખ્ત દીકરાઓએ માના સાડલાથી જ ગળે કચકચાવીને ફાંસી દીધો અને માતાને મારી નાંખી.

શું કહેવું આવા સંતાનોને ? કઇ ઉપમા આપવી ? અધમાધમની ઉપમા પણ આ સંતાનોને ઓછી પડે તેવી છે.

શાસ્ત્રમાં ચાર પ્રકારના દીકરા બતાવ્યા છે.

જેઓ મા સ્તનપાન કરાવે ત્યાં સુધી માતા સાથે રહે તે પશુ છે.

જેઓ ઘરમાં પત્ની આવે ત્યાં સુધી માતા પિતાને સાથે રાખે....પછી ઘરમાંથી રવાના કરી દે તેઓ અધમ છે.

જેઓ જ્યાં સુધી મા-બાપ ઘરના કામ કરી શકે તેવી સ્થિતિમાં હોય...ત્યાં સુધી સાચવે તેઓ મધ્યમ દીકરા છે.

**જેઓ તીર્થની જેમ જીવનના અંતિમ સમય સુધી મા-બાપને સાચવે છે...તેઓ ઉત્તમ સંતાન છે.**

આ ચારમાંથી આપણો નંબર શેમાં આવે તે આપણે વિચારવા જેવું છે.

આજે એક વાત મારે તમને બહુ પ્રેમથી કહેવી છે...**ભગવાન પાર્શ્વનાથ કે ભગવાન મહાવીર સ્વામી એ જો દેરાસરના ભગવાન છે, તો મા-બાપ એ ઘરના ભગવાન અને ભગવતી છે.** ઘરના ભગવાનની ઉપેક્ષા કરીને જેઓ મંદિરના ભગવાનની અષ્ટ પ્રકારી પૂજા કરે છે, મોટા મોટા ચડાવાઓ લે છે એ પ્રભુ એમને તારશે કે કેમ એ પ્રશ્ન છે. હું એમ નથી કહેતો કે તમે દેરાસરે ન જાવ, કે પરમાત્માની પૂજા વગેરે ન કરો પણ ઘરમાં મા-બાપ માંદા હોય, ત્યારે એમને છોડીને દેરાસર, ઉપાશ્રય કે જાત્રા કરવા ચાલ્યા જાવ તે કેટલું વ્યાજબી ગણાય ?

ઘરના મા-બાપને પૂરું ખવડાવતા ન હો, ભૂખ્યા-તરસ્યા મારતા હો અને સાધુ મહારાજને ઊંચામાં ઊંચા દ્રવ્યો વહોરાવો....આ નાટક નથી તો બીજું શું છે ? ઘરમાં મા-બાપને દુઃખ આપતા હો અને મંદિરમાં જઇને 'આપો આપોને મહારાજ, અમને મોક્ષસુખ આપો'ની માંગણી કરતા હો...આ દંભ નથી તો બીજું શું છે ?

**વાલકેશ્વરની માતા :**

મારા વાલકેશ્વરના ચોમાસામાં એક વૃદ્ધ માજી રોજ વ્યાખ્યાનમાં આવતા. વ્યાખ્યાન પછી તેઓ મને વંદન કરવા આવતા ત્યારે સાથે પાણીનો ઘડો લાવતા. એક દિવસ મેં પૂછ્યું : આયંબિલ કરો છો ? એમણે ના કહી, તો મેં કહ્યું તમે ઉકાળેલું પાણી આયંબિલ ખાતામાંથી શા માટે લઇ જાવ છો ? ત્યારે એમની આંખો ભરાઇ આવી. એમણે કહ્યું : 'સાહેબજી ! ઘરમાં કાંઇ કમી નથી. અત્યંત શ્રીમંત છીએ. ઘરે ઘર દેરાસર છે, હું ચોમાસામાં ચાર મહિના એકાસણા કરું છું....પણ વહુએ કહી દીધું છે...જો તમારે એકાસણા કરવા હોય તો આ ઘરમાં અમે તો તમને પાણી ઉકાળી નહિ દઇએ અને તમને પણ ઉકાળવા

નહિ દઇએ. સાહેબજી ! આ ઘડો તો ત્રણ વાગ્યા સુધીમાં પૂરો થઇ જાય છે, પછી આખી સાંજ અને રાત પાણી વિના ચલાવી લઉં છું. છેક બીજા દિવસે બાર વાગે પાણી ભેગી થાઉં છું.'

**વીરારની માતા :**

આવો જ એક બીજો પ્રસંગ કહું. મુંબઇ વીરારમાં રહેલા એક યુવકે મને કહેલું કે 'સાહેબજી ! અમે ચાર ભાઇઓ છીએ. મારી બાને મારા સિવાય કોઇની સાથે ફાવતું નથી. મારી પત્નીને મારી બા સાથે ફાવતું નથી. મારી બા રોજ ચોવીહાર કરે છે પણ મારી પત્નીએ એમને નોટિસ આપી દીધી છે...કે તમારે ચોવીહાર કરવો હોય તો ઠંડુ દૂધ અને ખાખરા ખાઇને કરી લેજો. અને ગરમાગરમ ખીચડી ખાવાની ઇચ્છા હોય તો અમારી સાથે રાત્રિભોજન કરવું પડશે. ધર્મિષ્ઠ મા ઠંડુ દૂધ અને ખાખરા ખાઇને ચોવિહાર વાળી લ્યે છે.' આવા તો ઢગલાબંધ પ્રસંગો આ સમાજમાંથી મળી આવશે.

જે પરમકૃપાળુ પરમાત્માના શાસનમાં આપણે જીવી રહ્યા છીએ એ દેવાધિદેવ પ્રભુ મહાવીરે પણ માતૃભક્તિનો મૂકસંદેશ માતાના ગર્ભમાં રહીને આપણને આપ્યો છે. મા ત્રિશલાને કષ્ટ ન પડે, એને તકલીફ ન થાય એ માટે પ્રભુ મહાવીરે ગર્ભમાં રહ્યે રહ્યે હાથ પગ હલાવવાના બંધ કર્યા. ગર્ભમાં બિલકુલ સ્થિર થઇ ગયા. દીક્ષા લીધા પછી જેના શરણોમાં અસંખ્ય દેવો અને ઇદ્રો નમવાના છે તે પ્રભુ પણ માતાના ગર્ભમાં રહ્યા રહ્યા માતાની કેવી કાળજી રાખે છે !

પ્રભુના સ્થિર થઇ જવાથી મા ત્રિશલાની ચિંતાનો કોઇ પાર નથી. કલ્પસૂત્રમાં આવતું વર્ણન જો તમે ધ્યાનથી સાંભળ્યું હોય તો તમારી આંખો ભીની થઇ ગયા વગર ન રહે. માનું દુઃખ દૂર કરવા

પ્રભુ આંગળી તો હલાવે છે પણ સાથે સાથે પોતાના ઉપર માનો અત્યંત રાગ જોઇ ગર્ભમાં રહ્યા રહ્યા પ્રભુ અવધિજ્ઞાનથી પોતાનું ભાવિ જાણીને સંકલ્પ અને પ્રતિજ્ઞા કરે છે કે જ્યાં સુધી મારા માતાપિતા જીવંત હશે ત્યાં સુધી એમના હૃદયને દુઃખ થાય એવી સંસારત્યાગની વાત નહિ કરું. ભગવાન મહાવીરનો આપણા સહુને માટે આ સંદેશ છે...મા બાપના ઉપકારો સમજો. એમની સેવા કરો. એમને ક્યારેય દુઃખી કરશો નહિ.

ગણધરભગવંતરચિત શ્રી જયવીયરાય નામના પ્રાર્થનાસૂત્રમાં પણ પરમાત્મા પાસે માંગવાની પ્રાર્થનામાં એક પ્રાર્થના મૂકાઇ છે... ગુરુજણ પૂઆ હું ગુરુજનોનો પૂજક બનું. ત્યાં ગુરુજન એટલે પંચ મહાવ્રતધારી સાધુ નહિ પણ માતાપિતાદિ વડીલોની વાત છે. સાધુ ભગવંતની વાત તો એ પછી મૂકાણી છે. અને આ ક્રમ પણ યોગ્ય જ છે. જે માતા-પિતાનો જ વિનય નહિ કરે, તે માતા-પિતા કરતાય વધુ ઉપકારી એવા ગુરુ ભગવંતનો વિનય શું કરશે ? જે ઘરમાં મા-બાપની સેવા ભક્તિ નથી કરતો તે દીક્ષા લઇને ગુરુની પણ શું સેવા કરશે ? જે લોકો પ્રત્યક્ષ ઉપકારી મા-બાપોના ઉપકારોને સમજી શકતા નથી એવા લોકો કદાચ દીક્ષા પણ લઇ લે તો જેને ગુરુ બનાવશે એ ગુરુના ઉપકારોને શું સમજશે ? અને જે પ્રત્યક્ષ મા-બાપ અને ગુરુ-કે જે જીવંત છે તેમના ઉપકારોને નથી સમજી શકતો એ પરોક્ષ ઉપકારી એવા પરમાત્માના ઉપકારોને શું સમજી શકવાનો હતો ?

**કૃતજ્ઞતાના આ ગુણ વિનાની ધર્મની બધી વાતો નકામી છે.** લૌકિક સૌંદર્ય વગરનું લોકોત્તર સૌંદર્ય શું કામનું ? ધર્મની વાત તો પછી આવશે, પહેલી આ માનવતાની વાતો છે. પણ આપણી પાસે એ

પાયાની વાતોનાં ઠેકાણાં નથી ને આપણે ધર્મના ઠેકેદારો થઇને ફરીએ છીએ. દુનિયાના દુઃખો દૂર કરવા નીકળેલા અને સમાજની સેવા કરવા નીકળેલાને પૂછજો કે તેં તારા મા-બાપના દુઃખો દૂર કરવાની ચિંતા કરી છે ખરી ? એમના હૃદયમાં તારા માટે કોઇ અસંતોષ તો નથી ને ?

ખરું કહું તો આજનો માનવી માયાવી બની ગયો છે. મા-બાપ બિમાર પડે તો એની સેવામાં નર્સ રાખવી છે અને હોસ્પીટલમાં જાતે જઇને દર્દીઓની સેવા કરવી છે.

મા-બાપની માંદગીમાં પૂરતી દવા પણ લાવી નથી આપવી અને અનાથાશ્રમ-રીમાંડહોમમાં જઇને મફત દવા અને ફ્રુટ્સનું વિતરણ કરવું છે.

દાંત વગરના બુઢ્ઢા મા-બાપને ક્યારેય ગરમાગરમ ખીચડી પણ ખવડાવવી નથી અને ખીચડીઘરમાં જઇને ભીખારીઓને ગરમાગરમ શીરો ખવડાવવો છે.

ઘરમાં નોકરોને રહેવા માટે જગ્યા ફાળવાય છે અને મા-બાપ ગામડે કે ઘરડાઘરમાં ધકેલાય છે.

પોતાના ઇસ્ત્રીબંધ કપડાં પર કરચલી ન પડે તેની તકેદારી રાખતા દીકરાઓને પોતાના મા-બાપના મુખ પર પડતી કરચલીઓની જરાય પરવા નથી.

મંદિરમાં પ્રભુની સામે સુગંધી ધૂપસળીઓ અને અગરબત્તીઓ પેટાવતા દીકરાઓ પાસે રાતના મચ્છરના ત્રાસ વચ્ચે સૂતા મા-બાપ માટે કચ્છુઆછાપ અગરબત્તી મૂકવાનો સમય નથી.

હદ તો ત્યાં થાય છે, આખી જિંદગી જેણે મા-બાપને રડાવ્યા હોય છે...એ એમના મૃત્યુ પાછળ પોકે પોકે રડવાનું નાટક કરતો હોય છે.

હસવું તો ત્યારે આવે છે...મા-બાપની શ્રદ્ધાંજલીના દિવસે ઘરમાં મા-બાપનો ફૂલ સાઇઝનો ફોટો લગાવે છે અને ૫૦૦ રૂપિયાનો ફૂલનો હાર ચડાવે છે, ધૂપ અને દીપ કરે છે, છાપામાં ફોટો છપાવે છે. સારું છે....દીકરાની આવી ભક્તિ જોયા પછી મા-બાપ પાછા જીવતા નથી થઇ જતા. જો જીવતા થાય તો કાચની ફ્રેમ તોડીને દીકરાને એક લાફો ઠોકીને કહી દે....હરામખોર ! જીવતા'તા....ત્યારે પાણીનો ગ્લાસ પણ પીવડાવ્યો નથી અને આજે આ શેના નખરાં સૂઝયાં છે...

વધુ તો શું કહું ? આપણે લાચાર હતા...ત્યારે એમણે આપણને સાચવી લીધા....હવે તેઓ જ્યારે લાચાર હોય ત્યારે આપણે એમને સાચવી લેવા જોઇએ...

લંડનમાં નિઝડનના સ્વામીનારાયણ મંદિરમાં એક સરસ વાક્ય કોતરેલું છે....**'જ્યારે આ ધરતી પર આપણે પ્રથમ શ્વાસ લીધો ત્યારે આપણા માતા-પિતા આપણી પાસે હતા, હવે જ્યારે એ લોકો છેલ્લો શ્વાસ લે ત્યારે આપણે એમની પાસે રહેવું જોઇએ.'**

એ વાત તો નક્કી છે...તમે જો તમારા મા-બાપની સેવા/વિનયાદિ કરશો તો જ તમારા સંતાનો તમારી સેવા/ભક્તિ કરશે. જેઓ પોતે પોતાના મા-બાપની સેવા નથી કરતા, એણે પોતાના સંતાનો દ્વારા પોતાની સેવા થાય એવી અપેક્ષા રાખવાનો કોઇ અધિકાર નથી. તમારામાં જ જો સંસ્કારો નહિ હોય તો તમારા બાળકોમાં ક્યાંથી આવશે ? તમે તમારા માતા-પિતા સાથે યોગ્ય રીતે નહિ વર્તો તો સમજી રાખજો કે તમારા બાળકો પણ તમારી સાથે એ રીતે જ વર્તશે.

બાળકોને તમે બુદ્ધુ નહિ સમજો. બાળકની આંખ તો વીડીઓગ્રાફરની જેમ ચોવીસે કલાક ઘરમાં ફરતી રહે છે. તેઓ એ જોતા જ હોય છે-મારી મમ્મી મારા બા સાથે કે મારા પપ્પા મારા દાદા સાથે કેવી રીતે વર્તી રહ્યા છે ? એમાંથી જ એમને શિક્ષણ મળવાનું છે, સંસ્કાર મળવાના છે. અને એ જરાક મોટા થશે, સ્વતંત્ર થશે, વિચારતા થશે એટલે એ પણ તમે તમારા માતા-પિતા સાથે જે રીતે વર્તો છો એ રીતે જ તમારી સાથે વર્તવાના છે....ને એ રીતે તમારા હાથે જ તમારું ભવિષ્ય ઘડાવાનું છે. તમારે શું કરવું છે એ તમે જ વિચારી લો.

તમે જો તમારા માતાપિતાને વૃદ્ધાશ્રમમાં મૂકી આવશો તો તમારા બાળકો પણ તમને વૃદ્ધાશ્રમમાં મોકલવાના જ છે એ સમજી રાખજો. જ્યારે તમે તમારા મા-બાપને વૃદ્ધાશ્રમમાં મૂકવા જાઓ ત્યારે પચીસ વર્ષ પછી તમારું પણ વૃદ્ધાશ્રમમાં દાખલ થવાનું પ્લાનિંગ કરી રાખજો અને તમારું રીઝર્વેશન પણ કરાવી લેજો. કારણ કે તમારો દીકરો પણ તમારા માટે તમારા જેવો જ રસ્તો અપનાવવાનો છે અને તે વખતે તમારા મા બાપની ઉકળી ઉઠેલી આંતરડીના અભિશાપ તમને બૂરી રીતે નડવાના છે.

અહીં બેઠેલી મહિલાઓને કહેવું છે...કે તમે તમારા સાસુમાં તમારી માના દર્શન કરો. તમારા સસરામાં તમે તમારા પિતાશ્રીના દર્શન કરો. માત્ર ઘરમાં જ નહિ, બહાર પણ કોઇની સાથે વાત કરો ત્યારે મારી સાસુ કે મારા સસરા બોલવાને બદલે મારી બા/મારા બાપુજી બોલવાનું ચાલુ કરો. હું તમને ખરેખર કહું છું કે...આ શબ્દો પણ ચમત્કાર સર્જી દેશે. **તમે જો સાસુને મા રૂપે જોશો....તો તમારી**

સાસુ તમને દીકરી તરીકે જોયા વગર નહિ રહે....બાકી યાદ રાખજો... આજે તમે ભલે વહુ છો પણ આવતી કાલે તમે પણ સાસુ બનવાના છો. તમે જો તમારી સાસુને વીતાડવામાં કાંઇ બાકી નહિ રાખ્યું હોય તો તમને પણ તમારા કરતા ચાર ચાસણી ચડે એવી વહુ મળી રહેશે.

**બાળ્યા તેવા બળશે અને ઠાર્યા તેવા ઠરશે.**

તમે તમારા સાસુ-સસરાની સેવા કરો, એમને ત્રાસ ન આપો, એમનો તિરસ્કાર ન કરો. તમારા પતિને એના માતા/પિતાથી અલગ પાડવાનું કૃત્ય ન કરો. આ બહુ ખતરનાક કામ છે. જેનો પરચો આ ભવ કે પરભવમાં તમને મળ્યા વગર નહિ રહે.

તમારો દીકરો જો ૪ કલાક માટે ગુમ થઇ જાય છે તો તમને ચેન પડતું નથી, તો જે માથી એના દીકરાને તમે ૨૪-૨૪ વર્ષથી અલગ કરી દીધો છે એ સાસુને કેવી પીડા થતી હશે ?

એક કડવી લાગે એવી વાત આજે તમને કહી દઉં. જે સંતાનો પોતાના મા-બાપને / સાસુ સસરાને ત્રાસ આપે છે...તેઓ ભવિષ્યમાં કે ભવાંતરમાં મા/બાપ બનવાનું સૌભાગ્ય નહિ પામી શકે. ભવોભવ સુધી વાંઝીયા રહેવું પડશે. પ્રત્યેક સ્ત્રીને લગ્ન પછી એક જ ભાવના હોય છે... 'હું મા બનું'. પણ યાદ રાખજો...આવું કોઇ હિચકારું પાપ કર્યું હશે તો લાખ પ્રયત્નો કરવા છતાં તમે તમારા વંધ્યત્વનું નિવારણ નહિ કરી શકો. કદાચ દીકરો થશે તો એ ઉદ્ધત પાકશે. તમને આખી જિંદગી સુધી હેરાન કરશે. ત્રાસ આપશે.

અહીં બેઠેલા ભાઇઓને પણ મારે કહેવું છે...કે તમે તમારા મા-બાપના દોષો અને દુર્ગુણો તરફ નજર ન લઇ જાઓ. એમની નિંદા

કરો નહિ, ક્યાંય થતી હોય તો સાંભળવા ઉભા પણ ન રહો. તમારું ચાલે તો તેને અટકાવી દો. પત્નીના ચડાવ્યા ચડી ન જાઓ, જરાક તમારી પણ બુદ્ધિ ચલાવો.

'મા-બાપ તો પાર્શ્યાલીટી કરે છે. મોટા ભાઇને વધુ આપ્યું, અમે આખી જિંદગી એમને સાચવ્યા તોય અમને કાંઇ ન આપ્યું...' આવા વિચારો ન કરો. ભલે એણે તમને કાંઇ ન આપ્યું પણ એમણે તમને જન્મ તો આપ્યો છે ને ? બસ પતી ગઇ વાત. હવે કોઇ આર્ગ્યુમેંટ કરવાની જરૂર નથી. એમણે જન્મ આપીને તમને ઘણું બધું આપી દીધું છે. અને કદાચ અમને કાંઇ નથી આપ્યું એવું જો તમે કહેતા હો તો એનો પણ જવાબ આપું.

જન્મ આપતા પહેલા એણે તમને નવ મહિના ગર્ભમાં રાખ્યા. એક ફાઇવસ્ટાર હોટેલમાં એક દિવસ રહેવાનો ચાર્જ કેટલો હોય છે ? તો જેણે એક દિવસ નહિ, નવ મહિના રાખ્યા. સાથે સારામાં સારી સર્વીસ આપી. તમને જરા પણ તકલીફ ન થાય એની પૂરેપૂરી કાળજી લીધી. એટલું જ નહિ, જન્મ આપ્યા પછી તમને ઘરમાં સારી રીતે રાખ્યા, ખવડાવ્યું, પીવડાવ્યું, મોટા કર્યા, ભણાવ્યા, માંદા પડ્યા તો તમારી દવા કરી, તમારા માટે કપડાંલતાની વ્યવસ્થા કરી, તમને મનોરંજન કરાવ્યું. ૨૫ વર્ષ સુધી તમને આ રીતે એમણે સાચવ્યા. એક દિવસનો મિનિમમ ખર્ચ ૧૦૦ રૂપિયાનો ગણીએ તો ૨૫ વર્ષના દિવસ ૯૦૦૦ થાય. એને ૧૦૦ થી ગુણીએ તો ૨૫ વર્ષના રૂપિયા નવ લાખ થાય. તો જેણે તમારી પાછળ નવલાખ રૂપિયાનું પાણી કર્યું છે...એણે અમને કાંઇ નથી આપ્યું એમ તમે કઇ રીતે કહી શકો ?

ભૂલી જાઓ તમારા ભૂતકાળને. હવે જો ભવ્ય ભાવીનું નિર્માણ કરવું હોય તો **આજથી સંકલ્પ કરો....રોજ સવારે ઉઠીને માતા-પિતાના ચરણોમાં પ્રણામ કરવાનો.** યોગના ગ્રંથમાં તો શ્રી હરિભદ્રસૂરિમહારાજે સવાર-બપોર-સાંજ એમ ત્રણ વખત માતાપિતાને નમસ્કાર કરવાની વાત કરી છે. જો મા-બાપ ઘરમાં ન હોય તો તેમની ગેરહાજરીમાં મનથી તેમને યાદ કરી ત્રણવાર નમન કરવું. મા-બાપ સ્વર્ગવાસ પામ્યા હોય તો તેમની મૂર્તિ ભરાવવી, તેમનો ફોટો કરાવીને એને પણ રોજ નમસ્કાર કરવા. રોજ સવારે ચરણસ્પર્શ કરવાના એક માત્ર સંકલ્પથી તમારા જીવનમાં, તમારા ઘરમાં, તમારા કુટુંબમાં અદ્‌ભુત પરિવર્તન આવશે. છૂટા પડેલા પરિવારો સંધાઇ જશે. સતત સંઘર્ષોથી સળગતા સંસારમાં સ્વર્ગના સુખની અનુભૂતિ થશે. ન ધારેલો ચમત્કાર સર્જાઇ જશે. કુટુંબ આખામાં રામરાજ્ય સ્થપાઇ જશે. એટલું જ નહિ, જોરદાર પુણ્યબંધ થશે. સમર્પણ ભાવ પેદા થશે અને મોહનીયકર્મનો પણ નાશ થશે.

દીકરો પોતાના અહંને બાજુ પર મૂકીને બાપના પગે પડશે તો વર્ષોના અબોલા હશે તોય તૂટી જશે. વહુ પોતાની જીદ અને જડતાને બાજુ પર મૂકીને બાના પગે પડશે તો પરસ્પરના ઝેર નીચોવાઇ જશે. આંખમાં અમી પ્રગટશે. એક દીવામાંથી અનેક દીવા પ્રગટશે. એક વહુ જો ઘરમાં સાસુસસરાને પગે પડવાનું ચાલુ કરશે તો બાકીની વહુઓ, બાકીનો પરિવાર પણ એમાં જોડાઇ જશે. ઘરમાં એક સભ્ય પણ આ શુભકાર્યની શરૂઆત કરશે તે આખું ઘર આ માર્ગે આગળ વધશે.

વર્ષો પૂર્વે સ્વ. દાદા ગુરૂદેવશ્રી ભુવનભાનુસૂરિ મહારાજની શિબિરમાંથી બે યુવાનો ઘરે આવ્યા. ઘરમાં પ્રવેશતાની સાથેજ સોફા પર બેઠેલા પિતાજીને પગે પડ્યા. આ જોતા જ બાપ હેબતાઇ ગયા. કારણકે એણે ક્યારેય આ સંસ્કાર પોતાના સંતાનોને આપ્યા ન હતા. તેમણે

પૂછ્યું : બેટા ! શું આજે તમારો જન્મ દિવસ છે ? દીકરાઓએ કહ્યું : ના, આ તો શિબિરમાં સાહેબજીએ અમને મા-બાપના ઉપકારો સમજાવ્યા છે એટલે રોજ પગે પડવાની અમે પ્રતિજ્ઞા લીધી છે. આ સાંભળીને બાપે કહ્યું : બેટા ! અત્યારે હું તમારા ચરણસ્પર્શ લેવાને લાયક નથી. કારણ કે આજ સુધી હું મારી માના પગે નથી પડ્યો, પહેલા હું મારી માના પગે પડું; પછી જ તમારો ચરણ સ્પર્શ લેવાનો મને અધિકાર છે. અને એ બાપ એ દિવસથી કાયમ માટે પોતાની માને પગે પડતો થઇ ગયો.

મને યાદ આવે છે...રોજ પોતાની માના પગે પડતા ભાવનગરના પ્રભાશંકર પટણી. આખા ભાવનગર પંથકમાં જેના નામની હાક વાગતી એ પ્રભાશંકર પટણી પોતાની ઘરડી માનું મૃત્યુ થયું ત્યારે ધ્રુસકે ધ્રુસકે રડી પડેલા....હવે મને પરભા કહીને કોઇ બોલાવનાર નથી રહ્યું એ વિચારથી....

મને યાદ આવે છે....પે'લો નવજુવાન છોકરો. ચોરીમાં ફેરા ફરતા જેને સમાચાર મળ્યા....કે દમના દર્દી પિતાની તબિયત સિરિયસ છે. અને સમાચાર મળતાજ પિતાજી જીવતા રહે ત્યાં સુધી બ્રહ્મચર્ય પાલનનો એણે અભિગ્રહ લઇ લીધો....

મને યાદ આવે છે....વિશ્વની અનેક ભાષાના જાણકાર, દર્શન શાસ્ત્રોના પ્રકાંડ પંડિત....અમારા જંબૂવિજયજી મહારાજ. જેઓ ૮૦ વર્ષની વયે પણ પોતાના બા મહારાજ અને બાપા મહારાજની યાદમાં દર મહિને અઠ્ઠમનો તપ કરે છે.

મને યાદ આવે છે....રાજસ્થાનની પેલી બે શ્રાવિકાઓ....પોતાના ભોગસુખોને ય ગૌણ કરીને જિંદગીના છેલ્લા દિવસ સુધી હસતા મોઢે પોતાના પાગલ સસરાની સેવા કરી.

મને યાદ આવે છે....કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિ મહારાજ.... જેમણે પોતાની માતાને દીક્ષા આપી, અંતિમ નિર્યામણ કરાવી અને એમની સમાધિ માટે સવા કરોડ નવકાર જપ અને સાડાત્રણ કરોડ નૂતનશ્લોકસર્જનનો ભીષ્મ સંકલ્પ કર્યો.

મને યાદ આવે છે....પે'લા ભિષ્મ પિતામહ....પિતાની ઇચ્છા પૂરી કરવા જેણે આજીવન બ્રહ્મચર્ય લીધું....

પે'લા રામચંદ્રજી....પિતાની ઇચ્છા ખાતર પલકવારમાં જેઓ રાજ્યનો ત્યાગ કરવા તૈયાર થયા.

પે'લો કુણાલ....કપટ રમાયેલી છતાં પિતાના પત્રની વાતને સ્વીકારી લઇને પોતાની બે આંખોને ફોડી નાંખી....

પે'લો શ્રવણ....પોતાના વૃદ્ધ માતાપિતાને કાવડમાં બેસાડીને તીર્થયાત્રાઓ કરાવી.

પે'લો પુંડલિક....એણે કરેલી પિતાની સેવાથી પ્રસન્ન થઇને જેને વિઠ્ઠલે વરદાન આપેલું.

પે'લા આશુતોષ મુખરજી....પરદેશ જવાની માની ના ઉપર વાઇસરોયને સાફ ના કહી દઇ પોતાની નોકરી જોખમમાં મૂકી.

પે'લા કેરાલાની સુધરેલી ગણાતી પ્રજાના સેંકડો સંતાનો.... જેઓ ઓફિસ કે કોલેજે જતાં માતાપિતાને ભાવપૂર્ણ વંદન કરે છે.

પે'લી સૂરતની ચાર પુત્રવધૂઓ....અઢળક શ્રીમંતાઇને લીધે જેમને પરદેશ જવાની અનુકૂળતા હોવા છતાં બાને છોડીને પતિ સાથે પરદેશ જવા તૈયાર નથી.

પે'લો યુવાન....૫૫ વર્ષની માતા માટે પાલીતાણામાં ૫૫ લાખ રૂપિયા વાપરવા તૈયાર થયો.

પે'લો ડોક્ટર....વિદેશમાં ગયા પછી પણ માની ઇચ્છાથી જેણે રાત્રિભોજન ન કર્યું.

આવો, તમે પણ આવા માતૃભક્ત કે પિતૃભક્તની શ્રેણીમાં તમારું નામ જોડી દો.

હું તમને બહુ જ આત્મીયતાથી કહેવા માંગુ છું....

કે મારું આજનું પ્રવચન તો જ સાર્થક ગણાશે,

મેં કરેલો પરિશ્રમ તો જ લેખે લાગશે,

તમે આપેલો સમયનો ભોગ તો જ કામે લાગશે,

તમે પાડેલા આંસુઓ તો જ સાચા ગણાશે....

જો તમે આ પ્રવચન પૂર્ણ થયા પછી વૃદ્ધાશ્રમમાં રહેલા તમારા મા-બાપને પ્રેમથી ઘરે લઇ આવશો, તમારાથી અલગ થઇને રહેતા તમારા મા-બાપની સાથે તમે સ્નેહથી જોડાઇ જશો.

જીવનના અંતિમ સમય સુધી જો તમારે આનંદમાં રહેવું હોય તો તમે આજથી સંકલ્પ કરો...રોજ સવારે ઉઠીને માતાપિતાને પ્રણામ કરવાનો. અહીં બેઠેલા બાળ, યુવાન કે વૃદ્ધ....જે હોય તે....સહુ આ સંકલ્પ કરજો. આ સંકલ્પ કરવાથી તમારો કૃતજ્ઞતાગુણ વ્યક્ત થશે. આગળ વધીને તમે સહુ પણ પરમાત્માએ પ્રરૂપેલા શુદ્ધધર્મથી યુક્ત બનો. તમારા માતા-પિતાને પણ એ ધર્મથી યુક્ત બનાવો. અંતે એના દ્વારા માતાપિતાના ઉપકારના ઋણથી મુક્ત બનો એજ શુભેચ્છા.

પરમાત્માની આજ્ઞાવિરુદ્ધ કંઇ પણ બોલાયું હોય તો હાર્દિક મિચ્છામિ દુક્કડં.

• • •

## શ્રેષ્ઠ સૌજન્યદાતા

- શ્રી કે.પી. સંઘવી રિલિજિયસ ટ્રસ્ટ - સૂરત
- પૂ.પં.શ્રી મહાબોધિ વિ.મ.સા.ના ૫૦ વર્ષની પૂર્ણાહુતિ નિમિત્તે ગુરુભક્તો તરફથી
- માતુશ્રી શાંતાબેનના ૧૫૧ ઉપવાસ નિમિત્તે શા. કપુરભાઇ દેવશીભાઇ - નાયરોબી

## પ્રમુખ સૌજન્યદાતા

- કસ્તૂરબેન પદમશી લાલજી પરિવાર<br>હ. પ્રફુલ, જિતેન્દ્ર-મોટાલખીયા (હાલાર)-દાદર
- સ્વ. શાંતિભાઈ બાલુભાઈ ઝવેરી - સુરત - હાલ મુંબઈ
- અ.સૌ. પ્રવિણાબેન વિનોદરાય શાહ પરિવાર<br>હ. પંકજ, પ્રશાન્ત બારામતીવાળા
- પૂ. પં. શ્રી અક્ષયબોધિવિજય મહારાજની પ્રેરણાથી<br>શ્રી નવપદ આરાધના ટ્રસ્ટ - મલાડ (પૂર્વ)
- ત્રેવાડીયા કલ્યાણજી કુંવરજી પરિવાર<br>હ. ગોપાલજી કલ્યાણજી ત્રેવાડીયા - અમૃતબેન ઉજમશી ત્રેવાડીયા
- સ્વ. સાધ્વીજી આગમજ્યોતિશ્રીજીના સ્મરણાર્થે<br>રંજન ધીરજભાઈ હરીયા પરિવાર હ. મિતેશ, જસ્મિન્તા-દાદર
- શ્રીમતી લલિતાબેન વિનોદભાઈ શાહ પરિવાર
- માતુશ્રી શારદાબેન કાંતિલાલ વખારિયા, હ. રજતભાઈ (સાંતાક્રુઝ)
- માતુશ્રી શાંતાબેન લવચંદ વોરા હ. વિજયભાઈ વોરા - મુલુંડ

## મુખ્ય સૌજન્યદાતા

- સ્વ. મૂળચંદ ધરમચંદજી કોઠારી પરિવાર પિંડવાડાવાળા - હાલ ભીવંડી
- સ્વ. સુખવંતીબેન શાંતિલાલજી ચુનીલાલજી ભાટીયા
  પિંડવાડાવાળા-હાલ સૂરત
- મેઘજી જેઠાભાઈ દોઢીયા નવાગામવાળા, હાલ ભીવંડી
  હ. મનસુખ, હરખચંદ, વિનોદ, પ્રદીપ
- ભગવાનજીભાઈ શામજીભાઈ મારૂ-પડાણાવાળા હાલ ભીવંડી
  હ. હિતેશ, ચેતન, મહેક
- પૂ. સાધ્વીજી પૂર્ણનિધિશ્રીની દીક્ષા નિમિત્તે
  હ. દેવકુંવરબેન ફુલચંદ શાહ - લંડનવાળા
- અ.સૌ. દીપમાલાબેન ચંદુલાલ સ્વરૂપચંદ શાહ - પૂના
- ધૃતિ હિતેન ડી. શેઠ
- કૌશિકકુમાર ગુણવંતલાલ બાવીશી હ. જાગૃતિબેન, ડાલિની, મારિશા
- સ્વ. પ્રવિણાબેન હિંમતભાઈ મહેતા
  હ. દિલેશભાઈ, શિલ્પાબેન, પલક, સનમ
- રાજુભાઈ અમૃતલાલ ભણસાલી પરિવાર, મંગળવાર પેઠ, પૂના
- પ્રવિણાબેન પ્રવિણચંદ્ર શાહ, લિંબડી, હાલ - ઘાટકોપર
- સુરેખાબેન અરવિંદભાઈ શાહ - સૂરત
- અશોકભાઈ ઘેવરચંદજી વજાવત તથા
  સ્વ. અંશીબાઈ વાલચંદજી બોરાણા - રાઠોડ
- કસ્તુરબેન શાંતિલાલ નાગડા (હાલાર)
  હાલ - ઘાટકોપર હસ્તે સ્નેહલતા નવિનભાઈ
- પૂ. મુનિશ્રી અર્હંપ્રેમવિજય મ.સા.ના માસક્ષમણ નિમિત્તે
  ગુરુભક્તો તરફથી
- માતુશ્રી તારાબેન રસીકલાલ સંઘવી (ડીસાવાળા) - હાલ સૂરત

- શ્રીમતી જડાવબેન રતિલાલ હેમરાજ શેઠિયા (કેનિયા)
- પૂ. સાધ્વીજીશ્રી રમ્યવર્ધનાશ્રીજીના ૩૨ ઉપવાસની અનુમોદનાર્થે
  દમયંતીબેન રસિકભાઈ શાહ
- અ.સૌ. પ્રભાવતી રામજી રાવજી મોતા
  ભુજપુર (કચ્છ) હાલ-બારામતી

## વિશિષ્ટ સૌજન્યદાતા

- છોગાલાલજી વનાજી નાંદીયાવાળા
  હ. પુત્ર લાલચંદ, દીલિપ, હસમુખ, નીલકેશ
- જોગાતર સમુબેન બાબુલાલ શિવલાલજી, પિંડવાડાવાળા
  હ. પુત્ર નવિનકુમાર
- ઋષભકુમાર અશોકકુમાર મહેતા, શાહિબાગ, અમદાવાદ
- સ્વ. ગાંડાલાલ ફકિરચંદ ધનારીવાળા
- વીરચંદજી પુનમચંદજી મરડિયા, પિંડવાડાવાળા
  હ. કિશોરકુમાર, મુકેશકુમાર, શ્રેણિકકુમાર
- અમૃતલાલજી સુરચંદજી શાહ, પિંડવાડાવાળા
- કોકિલાબેન કીર્તિભાઈ શાહ - ધરણીધર, અમદાવાદ
- સ્વ. શા જયંતિલાલજી દલીચંદજી સાદરીયા, પિંડવાડાવાળા
  હ. અશોકકુમાર, મહેન્દ્રકુમાર, રાજેશકુમાર
- જયેન્દ્રકુમાર ભીમજીભાઈ ગલૈયા નવી હરિપરવાળા - (હાલાર)
  હાલ - ભીવંડી
- લાલજી પદમશી હરીયા, હ. રતિભાઈ, કાંતિભાઈ
  વડાલીયાસિંહણવાળા (હાલાર) હાલ - ભીવંડી

- સાધ્વીજી અપૂર્વનિધિશ્રીજીની ૭૨મી ઓળીની અનુમોદનાર્થે
  સૌ. લક્ષ્મીબેન રમેશભાઈ ડાગા, અમલનેર.
- પારેખ કીર્તિલાલ ચીમનલાલ - ઢીમાવાળા હ. સુરેશ, નવીન, ગિરીશ
- અંશુલ નિરંજન શાહ
- ભુરમલજી સરેમલજી સાદરિયા-પિંડવાડાવાળા
  હ. શાંતિલાલ, લલિતકુમાર - સૂરત
- શ્રીમતી પુષ્પાબેન રમેશચંદ્ર ભાટીયા (પિંડવાડાવાળા) હાલ સૂરત
  પુત્ર - મહેન્દ્ર, મિનેશ, પૌત્ર : નિશાંત, નિકિતા, અંશુ ભાટીયા
- સ્વ. પ્યારીબેન મોહનલાલજી ભંડારી
  હ. મોહનલાલજી સરદારમલજી ભંડારી (સેવાડીવાલા) હાલ - સૂરત
- શાહ સુરા સામત ગડા પરિવાર ગામ - ઢીચડા (હાલાર) હાલ - ભીવંડી
  હ. ચંદુભાઈ જેસંગભાઈ ગડા, પુત્ર : દીપ, રાજ, જય
- બદામીબેન ભંવરલાલ જૈન (ગઢસીવાણા) રાજ. હાલ - ભીવંડી હ.
  સુરેશ, ગૌતમ, રાજુ
- સ્વ. બિદામીદેવી ઘેવરચંદજી મહેતા (ગઢસિવાણા) રાજ. હાલ - સૂરત
  હ. હિરાચંદ, અરવિંદ, નિર્મલ
- શાહ અશોકકુમાર અમૃતલાલ ધનજીભાઈ હ. ભૂપેન્દ્ર - પૂના
- પ્રવિણકુમાર આલમચંદ મહેતા - પૂના
- વિજયકુમાર અમૃતલાલ દોશી - મલાડ (વેસ્ટ), મુંબઈ-૬૪.
- અરવિંદભાઈ કેશવલાલ શાહ - મલાડ (ઈસ્ટ), મુંબઈ-૯૭.
- મુકેશ હસમુખલાલ શાહ - મલાડ ઈસ્ટ, મુંબઈ-૯૭
- શાહ રાજેન્દ્રકુમાર પ્રભુદાસભાઈ હ. પાનવંતીબેન પ્રભુદાસભાઈ
  પરિવાર-વેરાવળવાળા

- શ્રીમતી સ્મિતાબેન રાજેશભાઈ શાહ હ. હાર્દિક-ખૂશ્બુ-સુરેન્દ્રનગર
- મહેશકુમાર મુક્તિલાલ કોઠારી મલાડ (ઈસ્ટ), મુંબઈ.
- જિજ્ઞેશ કાનજીભાઈ ગાલા - પૂના
- સ્વ. જયશ્રીબેન પંકજકુમાર શાહ - હ. પૂજા - ગોરેગામ, મુંબઈ
- પ્રવિણાબેન છનાલાલ વાણ - મલાડ (ઈસ્ટ), મુંબઈ.
- ભીખીબેન મણીલાલ શાહ પરિવાર પાટણ - હાલ ગોરેગામ (વેસ્ટ)
- ઈશાન રાજેશકુમાર મહેતાની અઠ્ઠાઈ નિમિત્તે - પાર્લા (ઈસ્ટ), મુંબઈ
- શ્રીમતી ચૌથીબાઈ નિહાલચંદજી ગામ - ઢાલોપ (રાજ.)
  પુત્ર : ઘેવરચંદ, પુત્રવધૂ : હેમલતા, પૌત્ર : નિલેષ, પૌત્રી : રાખી, ચારુલ, કોમલ
- વિતરાગ ભરતકુમાર શાહ - પાર્લા (ઈસ્ટ) મુંબઈ
- અમૃતભાઈ તલકશી શાહ, કચ્છ કપાયા, હાલ - માટુંગા
- ગુલાબાજી હિંદુજી નીબજીયા (કાલંદ્રીવાળા) હાલ - સતારા (M.S.)
- અંજનાબેન રાજેશભાઈ શાહ દાદર (ઈસ્ટ), મુંબઈ
- સવારની પાઠશાળાના વિદ્યાર્થીઓ (ઘાટકોપર-ઈસ્ટ)
- શ્રીમતી ભાવનાબેન જતીનભાઈ મોદી
- હેતાંશ માધાણી - જેહલ માધાણી (ગોરેગાંવ)
- મોર્નિંગ પાઠશાળા (MP6)ના વિદ્યાર્થીઓ, ગોકુળનગર-ભીવંડી
- શ્રી પૃથ્વીરાજજી સાગરમલજી સોલંકી
  )હ. પુત્ર લલિત, દિલીપ, અનિલ-લુણાવા (રાજ.)
- પ્રભાતની પાઠશાળાના વિદ્યાર્થીઓ - મુલુંડ (વેસ્ટ)
- જ્યોતિબેન હર્ષદરાય શેઠ - અગીયાળીવાળા
- રામબાબુ શ્યામસુંદર ધૂત (ઘાટકોપર-ઈસ્ટ) હ. પ્રશાંત



## પ્રવચનશિખર પૂજ્ય આચાર્યશ્રી વિજય મહાબોધિસૂરિ મહારાજ આલેખિત

## પ્રાપ્ય પુસ્તકો

પ્રવચનશિખર
આચાર્યદેવ શ્રીમદ્‌વિજય **મહાબોધિસૂરિ મહારાજ**
આલેખિત અને
**શ્રી જિનકૃપા ચેરિટેબલ ટ્રસ્ટ**
પ્રકાશિત પુસ્તકો તમારે સહજરૂપે મેળવતા રહેવું હોય અને એમના વરદ્‌હસ્તે લખાતા સાહિત્યમાંથી એક પણ કૃતિથી તમારે વંચિત ન રહેવું હોય તો
માત્ર **રૂ. ૨,૦૦૦/-** ભરીને
આ ટ્રસ્ટના કાયમી મેમ્બર બની શકો છો.
મેમ્બર બનતાની સાથે જ હાજર રહેલા પુસ્તકોમાંથી ૨૫૦/- રૂપિયાના પુસ્તકોનો સેટ ભેટ આપવામાં આવશે.
તેમજ ભવિષ્યમાં પ્રકાશિત થનારા તમામ પુસ્તકો આપને હાથોહાથ મળી રહે તેવી વ્યવસ્થા થશે.

**નોંધ : (૧) મેમ્બર બન્યા પછી આપની રસીદ સાચવી રાખવી જરૂરી છે.**
**(૨) પુસ્તકને લગતી કોઈપણ ફરિયાદ હોય તો શ્રી જીગરભાઇ શાહ (મો.) ૯૮૧૯૫૧૫૫૧૬નો સંપર્ક કરવો.**

- મા-બાપને ભૂલશો નહીં (ગુજરાતી-હિન્દી-અંગ્રેજી-મરાઠી)
- એ-વન ડાયરી
- ગુડ ડે
- ગોલ્ડન સ્ટોરી
- સાત સાધુ આકાશમાં
- શ્રુતસાગર
- ક્યાં ગોતું સરનામું ?
- પર્યુષણપર્વ લેખમાળા (પાંચ બુકનો સેટ)
  - જીવનનો શણગાર : અઢાર કર્તવ્ય
  - આ અવસર્પિણીમાં એવું બન્યું...
  - ઉપસર્ગોના પહાડ તૂટ્યા
  - ધન ધન સૂરિવરા...
  - વંદન હો ગુરુરાજ
- નમામિ ગચ્છનાયકમ્
- સોળ પ્રહર દીયે દેશના
- ઐશ્વર્યનો મહાસાગર (અષ્ટપ્રાતિહાર્ય ચિત્ર આલ્બમ)
- વીશસ્થાનકને વંદન (સી.ડી.)
- અતિશયવંદના (સી.ડી.)
- તારા ચમત્કારો ગમે (કેલેન્ડર) ચોત્રીશ અતિશય પેઈન્ટિંગ્સ



પાણીની કિંમત
રણ પ્રદેશમાં સમજાય છે,
અનાજની કિંમત
દુષ્કાળમાં સમજાય છે,
પ્રકાશની કિંમત
અંધકારમાં સમજાય છે,
શાંતિની કિંમત
ઘોંઘાટમાં સમજાય છે,
પવનની કિંમત
ગરમીમાં સમજાય છે...તેમ
ઉપકારી મા-બાપની કિંમત
એમની ગેરહાજરીમાં સમજાય છે
સાવધાન !
માતા-પિતા પરલોકમાં રવાના થાય
પછી પેટ ભરીને પસ્તાવા કરતા
જીવતાં જ
**મા-બાપને ભૂલશો નહિ.**